# ભૂદાન-આરોહણ

*

નારાયણ દેસાઈ

યજ્ઞ પ્રકાશન સમિતિ
ભૂમિપુત્ર કાર્યાલય, ઘડિયાળી પોળ, વડોદરા

# પ્રસ્તાવના

ભૂદાનયજ્ઞ આંદોલનની રૂપરેખા અને પ્રમાણભૂત માહિતી આપે તેવી એક પુસ્તિકાની ઘણા વખતથી માંગણી થતી હતી. સાથે સાથે માહિતી ટૂંકી છતાં પૂરતી હોય અને એની રજૂઆત સરળ રોચક ભાષામાં થાય એ પણ તેટલું જ જરૂરી હતું. આ પુસ્તિકાથી આ માંગણી ઘણે મોટે ભાગે સંતોષાય છે. એમાં છેલ્લાં ચારેક વરસની ઘટનાઓનું પ્રમાણભૂત વર્ણન હૃદયમાં વસી જાય તેવી સજીવ શૈલીમાં આલેખાયું છે. વળી આંદોલનની સૈદ્ધાંતિક અને વૈચારિક ભૂમિકા તથા સામ્યયોગી ક્રાંતિની પ્રક્રિયાનું મૂલગ્રાહી અને સારગર્ભ વિવેચન પણ એમાં જોવા મળે છે.

આ પુસ્તકની વિશેષતા એ છે કે કાર્યકર્તાઓને માટે એ જેટલું ઉપયોગી છે, તેટલું જ ભણેલાગણેલા શહેરીઓ તથા ગ્રામજનતાને માટે પણ એ સુલભ છે. કાર્યકર્તાઓના શિબિરોમાં તથા નવનિર્માણ કેન્દ્રોમાં આનું વાચન તેમ જ અધ્યયન ખાસ થવું જોઈએ.

આ પુસ્તકના લેખક ભૂદાનયજ્ઞ આંદોલનના એક આશાસ્પદ યુવાન નિષ્ઠાવાન કાર્યકર્તા છે. દેશના જે યુવક-યુવતીઓએ ભૂદાનયજ્ઞ આંદોલનને યૌવનના ઉત્સાહ અને તેજથી સમૃદ્ધ કર્યું છે તેમાં એમનું આગળ પડતું સ્થાન છે. પુસ્તકમાં એમણે જે કાંઈ લખ્યું છે તેની પાછળ જેમ એમની નિષ્ઠા પડેલી છે તેમ એમના પ્રત્યક્ષ અનુભવનું બળ પણ છે જ.

ભૂદાનયજ્ઞની સાંગોપાંગ માહિતી હાથ પર રાખવાની ઈચ્છા ધરાવનાર દરેકે આ પુસ્તિકા અવશ્ય વસાવવી પડશે.

—દાદા ધર્માધિકારી

# અધ્યયનનો અનુક્રમ





## નિવેદન

અ. ભા. સર્વ સેવા સંઘે ભૂદાનયજ્ઞ, સંપત્તિદાનયજ્ઞ, શ્રમદાનયજ્ઞ વગેરે મુખ્ય આંદોલનો વિષે પાઠ્ય પુસ્તકો લેખી શકાય તેવી પ્રમાણભૂત પુસ્તિકાઓ તૈયાર કરવાનું વિચાર્યું હતું. તે પૈકી સ્વ. પૂ. જાજૂજીનું 'સંપત્તિદાનયજ્ઞ' ઘણા વખતથી ગુજરાતી વાચકો સમક્ષ મુકાઈ ચૂકેલું છે. આજે આ બીજું પુસ્તક, જેની મૂળ હિંદીમાં ઉપરાઉપરી બે આવૃત્તિઓ નીકળી ચૂકી છે, તેને અમે ગુજરાત સમક્ષ સહર્ષ રજૂ કરીએ છીએ. હિંદી ઉપરથી એને ગુજરાતીમાં ઉતારવાનું કામ પ્રબોધ ચોકસી અને ચુનીભાઈ વૈદે કરેલું છે.

# સિંહાવલોકન

આપણો આ દેશ બહુ મોટો છે. અહીંના ગમે તે છોકરાને પૂછવામાં આવે કે તમે કેટલા ભાઈ છો, આપણા દેશમાં રહેનારાં કેટલાં, તો એ છત્રીસ કરોડનો આંકડો સંભળાવશે. આટલો મોટો આંકડો ચીન સિવાય બીજા એકેય દેશના નાગરિકની જીભે નહીં ચઢે. યુરોપના લોકોને પૂછવામાં આવે તો કોઈ કહેશે, "એક કરોડ", કોઈ કહેશે, "બે કરોડ", તો કોઈ કહેશે, "ચાર કરોડ". આવા નાના નાના આંકડા ત્યાં સાંભળવા મળશે. તો આપણે આટલા બધા ભાઈ છીએ, આટલો વિશાળ આપણો વૈભવ છે, તે શાથી ? આપણે એનો વિચાર કરવો જોઈએ. આવો વૈભવ એ કારણે છે કે જેમ અસંખ્ય નદીઓ સમુદ્રમાં આવે છે અને સમુદ્ર બધી નદીઓને સમાવે છે, કોઇને ના કહેતો નથી; તેવી જ રીતે ભારતભૂમિએ દુનિયાની બધી જાતિઓને પ્રેમથી આવકારી અને બધાનો સમાશ કર્યો. હું એક દાખલો આપું. પારસીઓ ઇરાનથી આશરો શોધતા અહીં આવ્યા, ત્યારે અહીંના સહૃદય લોકોએ એમને આશરો આપ્યો. એ લોકો પોતાની રીતરસમ મુજબ પૂજાપાઠ કરતા અને પોતાનો ભક્તિમાર્ગ ચલાવતાં, તેમાં જરાયે દખલ કોઇએ ન કરી. આજે પણ પારસી કોમ આ દેશને પોતાનો દેશ માને છે અને અહીં પોતાને સુરક્ષિત માને છે. હું એક મજાની વાત તમને કહું. આ પારસીઓ

અહીં આવ્યો તે દેવોની નિંદા અને અસુરોની પ્રશંસા કરતા કરતા આવ્યા. તોયે અહીંના લોકોએ કોઇ જાતના ખોટા ખ્યાલ ન બાંધ્યા. અહીં તો દેવોની સ્તુતિ અને અસુરોની નિંદા થાય છે. એમની ગાથામાં અસુર શબ્દનો અર્થ જ ભગવાન છે. એ શબ્દ તો અવળો પડે તેવો છે, પણ અર્થ એકનો એક છે. અસુરને તેઓ બહુ મોટો અસુર, અહુર મઝ્દા કહે છે અને દેવોને એ ભૂત કે પિશાચ કહે છે, જે નબળાં મનનાં માણસોને સતાવ્યા કરે છે. એમણે આ રીતે દેવોની નિંદા કરી છે, પણ અહીંનાં લોકોએ અર્થ ગ્રહણ કર્યો અને શબ્દો વેઠી લીધા. આ બહુ મોટી વાત છે. પારસી કોમ અહીં હુમલાખોર તરીકે નહોતી આવી. એ અહીં આવ્યા ત્યારે એમની પાસે એવી કોઇ તાકાત નહોતી કે જેનાં આધારે એ આશરો માંગે. તેમ છતાં એ આશરો માટે અહીં આવ્યા અને અહીંના લોકોએ આશરો આપ્યો. ભારતે એમનાં ભરણ-પોષણનો ભાર ઉપાડી લીધો. અહીંના જ્ઞાનીઓનાં વિચારો પ્રમાણે અહીંના લોકો ચાલતા હતા તેથી જ આપણો વિકાસ થયો.

## ભારતનો મહાન માનવસાગર

આજકાલ અહીં કેટલાય 'વાદ' ચાલે છે. વાદ તો અનેક પ્રકારના હોઈ શકે. હમણાં અહીં બિહાર-બંગાળનો વાદ ચાલી રહ્યો છે. પણ બિહારવાળા એવી માંગણી નથી કરતા કે અમારે અલગ રાષ્ટ્ર રચવું છે, ભારતથી અલગ થવું છે. બંગાળવાળા પણ એવી માંગણી નથી કરતા. આપણે બધા ભારતીય છીએ, ભારતવાસી છીએ અને એક રાજ્યમાં રહેવા

ઇચ્છીએ છીએ. આ જે બીજા-ત્રીજા વિવાદ ઊપડે છે તે મામૂલી નાના નાના વાદ છે. એની પાછળ આજકાલ લોકે કંઇક અભિમાન આવી ગયું છે, થોડી કડવાશ પેદા થઈ છે, છતાં યુરોપના દેશો જેવી અભિમાનની વૃત્તિ નથી. ફ્રાન્સ અને જર્મનીને જુદા પાડનારો એકે પહાડ આડો નથી. પણ એમને એવો પહાડ હોય તો સારું એમ લાગે છે. એ બે તદ્દન નજીક રહેનારા છે, એમની લિપિ એક છે ને ભાષાઓ પણ ઘણી મળતી આવે છે. પણ ફ્રાન્સના લોકોએ ઠરાવ્યું કે આપણો આ એક નાનો સરખો અલગ દેશ છે અને જર્મનીના લોકોએ પણ તેવું જ ઠરાવ્યુ. ફ્રાન્સ, જર્મની અને ઇંગ્લૅંડની વચ્ચે જે લડાઇઓ થઇ, તે રાષ્ટ્રીય યુદ્ધો ગણાય છે, ગૃહ-યુદ્ધ નથી ગણાતાં. પણ હિંદુસ્તાનમાં જે લડાઇઓ થઈ, મરાઠાઓની ઓરિસ્સાવાળા સાથે કે રજપૂતોની સાથે, તે બધાં ગૃહ-યુદ્ધ કહેવાય છે. ભાઈ-ભાઈ વચ્ચે ઝગડો થાય તેવો જ આ ઘરખાનગી ઝગડો છે. બહારના લોકોએ પણ આને અંદર અંદરની લડાઈ માની છે અને અહીંના લોકોએ પણ એમ જ માન્યું છે. આ આપણી વડાઈ છે. રશિયા સિવાયના યુરોપ જેવડો મોટો આપણો દેશ છે. યુરોપ કરતાં અહીં કાંઈ ઓછી વિવિધતા નથી. યુરોપની જેમ જ કેટલીયે ભાષાઓ છે. ત્યાં તો એક જ લિપિ છે; પણ અહીં અનેક લિપિઓ છે. ત્યાં એક જ ધર્મ છે, પણ અહીં અનેક ધર્મ છે. આટલો બધો ફરક હોવા છતાંયે અહીંના લોકો પોતાને એક જ દેશના રહેવાસી માને છે અને ત્યાંના લોકો પોતાને એક ખંડના રહેનારા માને છે. આપણા પ્રાંતોના એકાદ વિસ્તાર જેટલા

નાના દેશો ત્યાં પોતાને જુદું રાષ્ટ્ર માને છે; કારણ ભાષા જુદી છે. હિંદુસ્તાનમાં આવું નથી. અહીંના સમાજશાસ્ત્રમાં એક વ્યાપક બુદ્ધિ છે. તેથી જ રવીન્દ્રનાથે ગાયું છે કે આ માનવોનો મહાન સમુદ્ર છે. આમાં અનેક લોકો આવ્યા હતા અને હજીયે આવશે. આપણા દેશમાં વિવિધતા હોવા છતાંયે એકતા છે.

## એકતા અંગ્રેજોએ નથી ઘડી

આ એકતા કેટલાક ધારે છે તેમ અંગ્રેજોએ નથી ઘડી. અંગ્રેજો તો ઇચ્છતા હતા કે આ દેશના વધુમાં વધુ ટુકડા પડી જાય અને એમણે તેવી કોશિશ કરી. એ લોક લંકા અને બ્રહ્મદેશને છૂટા પાડી શકતા હતા, તે એમણે કર્યું. આપણે પણ વિરોધ ન કર્યો, કારણકે આપણે માનતા હતા કે નજીકના દેશ છૂટા રહેવા માંગતા હોય તો રહેવા દો. અંગ્રેજોએ તો બીજા પણ ભેદ વધાર્યા, જેમ કે હિંદુ–મુસલમાનનો ભેદ. પહેલેથી જુદાઈ તો હતી જ, પણ એમણે એને વધારી, જેને પરિણામે હિન્દુસ્તાનના બે ભાગલા પડ્યા. આને આપણે એક દેશ માન્યો તે તો અહીંની સંસ્કૃતિને કારણે માન્યો છે. અંગ્રેજોએ એકતા નથી આણી. એમણે તો હિંદુસ્તાન–પાકિસ્તાન કર્યા. કેટલાક એમ માને છે કે અંગ્રેજો અંગ્રેજી ભાષા લાવ્યા તે શીખીને બધા પ્રાંતોના લોકો એકમેક સાથે વાતચીત કરતા થયા ને એક થયા. એ સાવ ખોટું છે. આપણે વેદના વારાથી એકતા જોતા આવ્યા છીએ. ત્યારે તો અવરજવરનાં સાધનો પણ નહોતાં, ત્યારે'ય ઋષિઓએ તો ગાયું કે સિંધુ(દરિયા)થી માંડીને હિમાલયની

ગુફા સુધી એક આખો દેશ છે. આમ અહીં એક સંસ્કૃતિ ઊછરી. અસંખ્ય યાત્રીઓ દેશના એક છેડાથી બીજા છેડા સુધીની યાત્રા કરતા હતા. અસંખ્ય સત્પુરુષો હિમાલયથી માંડીને કન્યાકુમારી સુધી સદ્વિચારનો પ્રચાર કરતા હતા. તેથી જ આપણો દેશ એક બન્યો અને આવો વારસો આપણને મળ્યો છે. તે પામીને આપણે શ્રીમાન થયા છીએ, એટલે કે શોભીએ છીએ.

## શાંતિ અને પ્રેમ ભારત માટે અનિવાર્ય છે

પણ આ મહાન વારસો સાચવવા માટે અક્કલ જોઈએ. એવી અક્કલ નહીં હોય તો એ વારસામાં જે તાકાત છે તે જ કમજોરી સાબિત થશે. આપણી વિશાળ વસ્તી અને વિસ્તાર એ આપણી તાકાત છે. પણ અક્કલ નહીં હોય તો એ જ આપણી કમજોરી નીવડશે. એટલે આ દેશના ઈતિહાસે આપણા પર એક બહુ મોટી જવાબદારી નાંખી છે કે અહીં જે કાંઈ સવાલો ઊભા થાય તેનો આપણે પ્રેમ અને શાંતિભરી રીતે ઉકેલ આણીએ. આપણે જો આ જવાબદારીને સંભાળી નહીં શકીએ તો દેશની વિશાળતા એ જ આપણી નબળાઈ પુરવાર થશે. પરિણામે આપણી આઝાદી પણ નહીં ટકે. ઈતિહાસે શીખવ્યું છે કે અહીં બહારના લોકો આક્રમણ કરી શકયા તેનું કારણ એ જ હતું કે અહીંના લોકોને અહીંની વિવિધતામાં રહેલી એકતાનું ભાન ન રહ્યું. નાતજાતનાં વાડાબંડી થયાં. આપસમાં ઝગડા જામ્યા. આ જ કારણે હિંદુસ્તાન વરસો સુધી ગુલામ રહ્યું. તેથી આપણા દેશને માટે શાંતિ

અને પ્રેમની રીત અનિવાર્ય થઈ પડે છે. આપણે સદ્ભાગ્યે જ ભગવાને આવું ગોઠવ્યું છે. હિંદુસ્તાન લશ્કરી તાકાત વધારવાનું વિચારશે તો એ બિલકુલ નબળું પડી જશે અને ગુલામ થઈ જશે. એણે અમેરિકા કે રશિયાનું શરણું લેવું પડશે. એ રીતે આપણે આઝાદ નહીં રહી શકીએ. તેથી શાંતિ અને પ્રેમનો રસ્તો આપણે માટે અનિવાર્ય છે એ હાલતને હું આપણું સદ્ભાગ્ય કહું છું.

### દુનિયાને પણ પ્રેમ વિના આરો નથી

જેમ આ દેશને માટે શાંતિ તથા પ્રેમથી પ્રશ્નો ઉકેલવાનું અનિવાર્ય છે, તેમ વિજ્ઞાનને પણ દુનિયાના પ્રશ્નોનો શાંતિ અને પ્રેમભર્યો ઉકેલ શોધ્યા વિના છૂટકો નથી. આજે તો શસ્ત્રની શક્તિ માણસના હાથમાં નથી રહી. શસ્ત્રની શક્તિમાં ગમે તેટલી બૂરાઈ હોય, પણ જો તે માણસના કાબૂમાં રહે તો એમાંથી કંઈક ફાયદો મળી શકે. પણ આજે તો વિજ્ઞાન એટલું વધ્યું છે કે શક્તિ માણસના હાથમાં જ નથી રહી. બળતી બીડી ફેંકીને જાણ્યે-અજાણ્યે આગ લગાડવી એ એક જણના હાથની વાત છે, પણ આગ ઓલવવી એ એક જણના હાથની વાત નથી. તે જ રીતે વિજ્ઞાનના બૉમ્બથી જે ભડકો થાય તેમ છે તેની જ્વાળાઓમાં એક બે નહીં, પણ દેશના દેશ સ્વાહા થઇ જાય તેમ છે. આમ માણસાઇ અને માણસ જાતનો સમૂળો ઉચ્છેદ કરી નાખવાની શક્તિ વિજ્ઞાને પેદા કરી છે. તેથી દુનિયાને માટે એના સવાલો અને શાંતિ પ્રેમને રસ્તે ઉકેલ્યા વિના બીજો કોઇ રસ્તો નથી. એક દેશ જેવાં જ

રીતરસમ બધા દેશમાં ચાલે, એવો આગ્રહ પણ આપણે ન રાખીએ. આગ્રહ રાખવાની આપણી વૃત્તિ જ નથી. દેશદેશના પોતપોતાના ગુણ હોય છે. તેથી દરેક દેશમાં એક સરખી રાજ્ય-વ્યવસ્થા અને સમાજ–રચનાનો આગ્રહ આપણે ન સેવીએ. દરેક દેશ પોતાની ખાસ ખાસ પરિસ્થિતિ પ્રમાણે અલગ અલગ સમાજ–રચના ભલે કરે. એવી અનાગ્રહી ( આગ્રહ વિનાની ) વૃત્તિ આપણે રાખીશું તો દુનિયામાં શાંતિ ટકશે. નહીં તો આખી દુનિયા અશાંતિમાં હોમાઇ જશે.

આજે હિંદુસ્તાનને જે આંતરરાષ્ટ્રીય મોભો મળ્યો છે, હિંદુસ્તાનનો જે સ્વભાવ છે અને હિંદુસ્તાનની જે ઐતિહાસિક જવાબદારી છે, એ બધાંને કારણે આપણે માટે શાંતિનો રસ્તો અનિવાર્ય છે, અને આખી દુનિયાને માટે વિજ્ઞાનને લઇને શાંતિનો રસ્તો અનિવાર્ય છે. આમ પરિસ્થિતિને કારણે હિંદુસ્તાનને, અને વિજ્ઞાનને કારણે દુનિયાને, શાંતિ અનિવાર્ય થઇ પડી છે. તેથી આપણે આપણા પ્રશ્નો ઉકેલવામાં શાંતિનો રસ્તો જ લેવો પડશે. આગ ન લાગે અને લાગે તો ઓલવી શકીએ તેવી તકેદારી આપણે રાખવી પડશે.

## સ્વરાજ્યમાં ગોળીબાર ન હોય

તેથી જ્યારે ઇન્દોરમાં ગોળીબાર થયો ત્યારે મારાથી ન રહેવાયું અને મેં કહ્યું કે સ્વરાજ્યમાં આ રીતે ગોળીબાર ન થવા જોઈએ અને સ્વરાજ્યમાં ચળવળ કરનારાંઓની પણ એ જવાબદારી છે કે એ પોતા પર કાબૂ રાખે અને હિંસા ન થવા દે. તેથી ત્રાવણકોર–કોચીનમાં ગોળીબાર થયો ને

રામમનોહર લોહિયા રાડ પાડી ઊઠ્યા ત્યારે હું રાજી થયો. ત્યાં જોકે સમાજવાદી પક્ષની જ સરકાર હતી, તોયે એમના આત્માએ પોકાર પાડ્યો. તે પછી એ અંગે જે ચર્ચાઓ ઊપડી એની તરફેણ કે વિરુદ્ધમાં જે કંઈ કહેવાયું સંભળાવાયું એ બધાંમાં હું પડવા માંગતો નથી, પણ એમના હૃદયમાંથી આપમેળે જે ઉદ્‌ગાર સરી પડયા, તેને હું ભારતીય ઉદ્‌ગાર કહું છું. તેની સાથે મારી પૂરેપૂરી સહાનુભૂતિ છે.

## હિંસામાં નથી ઉકેલ, નથી ઝડપ

આજકાલ એક એવો ભ્રમ ફેલાયો છે કે હિંસાથી બધા કોકડાનો ઉકેલ આવશે અને તે ઝટ આવશે. પણ હિંસાથી બધા કોકડા નથી ઊકલી શકતા અને ઝટ ઝટ પણ નથી ઊકલતા. કોકડા ઊકલ્યા છે એવો ભાસ પેદા થાય છે, પણ આવા આભાસને સાચો માનવો એ ભૂલ છે.

ધારો કે એક જગ્યાએ કચરો પડ્યો છે અને ઝાડુ વાળતાં વાર થશે એવા ખ્યાલથી એની ઉપર જાજમ પાથરીને મન મનાવી લીધું કે ચાલો સ્વચ્છતા થઈ ગઈ. અને પછી ધારો કે એ જાજમ પર લોકો બેઠા અને સભા શરૂ થઈ. પછી નીચેથી એક વીંછી નીકળ્યો ને કોઇકને કરડ્યો. થઇ રહ્યું! હો....હો, ધાંધલ-ધમાલ અને સભા સભાને ઠેકાણે! ઝાડુ મારતા મોડું થશે માનીને ઉપર ઉપરથી ઢાંકવાથી સફાઈ નથી થતી. સ્વચ્છતા માટે કંઈક કરવું જ પડે છે.

સંસ્કૃતમાં એક કિસ્સો છે. એક છોકરાએ ઘઉંનો દાણો વાવ્યો. છેક પાંચમે દિવસે અંકુર ફૂટયો. છોકરાને થયું કે

આવડો ઝીણો અંકુર ફૂટતા આટલી વાર ? એટલે એણે અંકુરને ખેંચ્યો. બીજે દિવસે જુએ તો એ કરમાઈ ગયો હતો. ખેંચવાથી અંકુર ન વધે. એને તો વખત લાગતો હોય તેટલો લાગે જ. એમાં ઉતાવળ કરવી એ અવળા ધંધા છે. ને એનાં પરિણામ પણ અવળાં જ આવે છે.

## દેહપ્રધાન કેળવણીનાં માઠાં ફળ

આજકાલ લોકોને હિંસા ઉપર એટલો બધો ભરોસો બેસી ગયેલો છે કે જાણે હિંસાથી બધું જ થઈ જાય એવું માનવા લાગ્યાં છે. ઘરમાં પણ માબાપ બાળકને તમાચો મારે છે એનો અર્થ એ કે એમને તમાચા પર જેટલો વિશ્વાસ છે તેટલો પોતાના પ્રેમ પર, પોતાની સમજાવવાની શક્તિ પર નથી. નિશાળમાં પણ એવું જ થાય છે. બાળક મોડું પડયું તો એને નિયમિતતાનો પાઠ શીખવવા માસ્તર સોટી મારે છે. પરિણામે બાળક નિયમિત નિશાળે જવા માંડે છે. એટલે પેલા કહે છે, “ જોયું ? ધાર્યું થયું ને ! સોટી અડતાં બરાબર સદ્‌ગુણ સૂઝયો ! સદ્‌ગુણ માટે સોટી અથવા ડંડાથી કેટલો ફાયદો છે !” પણ આ તો વ્યાજને લોભે મુદ્દલ ગુમાવ્યું. સોટીના ચમકારાથી બાળક નિયમિત તો થયું, પણ સાથે સાથે એ બીતાં શીખ્યું. એને એવો પાઠ મળ્યો કે તને જે મારે તેનાથી તારે બીવું જોઇએ. આમ નીડરતાને ભોગે નિયમિતતા આવી. નીડરતા વધારે કીમતી કે નિયમિતતા ? આ તો પૈસો કમાવા જતાં રૂપિયો ખોયો. બીકનું દબાણ જતાં જ આવી નિયમિતતા ભૂલાઈ જશે. આવો ગુણ ટકાઉ નથી હોતો. પણ

ડર પેદા થયો તે તો રહેવાનો જ. આવી કેળવણી જોખમકારક છે. જે છોકરો બીકનો માર્યો માબાપ કે માસ્તરના વશમાં રહે છે તે કાલે ઊઠીને કોઈ પણ જુલમગારને વશ થઈ જશે. આવી કેળવણી છોકરાંને દેહપ્રધાન બનાવનારી છે. દેહ પર સંકટ આવે તો તરત સામાને શરણે જવું એવું શિક્ષણ એમાં મળે છે. એવી કેળવણીથી આપણે આપણા સદ્‌ગુણોને જોખમાવીએ છીએ. જુલમગારો પાસે છેવટે કઈ સત્તા હોય છે ? એ જ ને કે એ મારીપીટી શકે છે, ધમકાવી–દબડાવી શકે છે ? આવી કેળવણી આખાયે નાગરિકશાસ્ત્રની ઘોર ખોદે છે. તેથી જ્યારે આપણને આપણા સવાલોના ઉકેલમાં વિલંબ થતો લાગે અને હિંસાથી એ ઝટ ઝટ પતાવવા માટે આપણે આકળાં થઈએ ત્યારે એ એક ભ્રમ જ છે એમ સમજવું. અનાદિ કાળથી લોકો એ ભ્રમમાં પડયા છે. દસ હજાર વરસ થયાં હિંસા અજમાવાઈ છે અને એક હિંસામાં જ બીજી હિંસાનાં બી વવાયાં છે. એક હિંસક ઘટના બીજીને ઠેલો મારી આપતી હોય એવી હિંસાની રીત વરતાઇ છે. છતાંયે માણસ નાહકનો એમ માને છે કે હિંસક લડાઈમાં એને જીત ન મળી તે હિંસાની શકિત ઓછી હતી તેથી. હિંસાની રીત જ ભૂલભરેલી છે તે એને નથી દેખાતું. જે હથિયારબંધ લડાઈમાં હારે છે તેમને એમ નથી દેખાતું કે હિંસામાં કશી શકિત જ નથી. ઊલટું એમને તો એવો અફસોસ થાય છે કે આપણે પૂરતા હિંસક ન થયા એટલે હાર થઈ, માટે આપણે જોર વધારવાના ઉપાય કરવા જોઈએ. આમ જે

હારેલો હોય તે હથિયાર વધારવાની કોશિશ કરે છે અને જીત મેળવે છે. એમાં વળી જે હારે છે તે પણ હથિયાર વધારે છે.

### યુદ્ધનું મૂળ આપણા જ ઘરમાં છે.

આમ દેખાદેખીથી હિંસાને વધારતાં વધારતાં આજે આપણે 'ટોટલવૉર' (સર્વભક્ષી યુદ્ધ) સુધી આવી પહોંચ્યાં છીએ. હવે એક જણ કે એક પલટણ અને બીજા જણ કે બીજી પલટણ વચ્ચે લડાઈ નથી થતી. હવે તો અનેક રાષ્ટ્રોની એક છાવણી અનેક રાષ્ટ્રોની બીજી છાવણી સાથે લડે છે. બીમાર, બુઢ્ઢા, બૈરાં કે બાળક કોઈ જ એમાં બચતું નથી. પણ આ યુદ્ધનું મૂળ ક્યાં છે, લડાઈ ક્યાંથી ફાટી નીકળે છે? જે વાત ઍટમ બૉમ્બ ને હાઈડ્રોજન બૉમ્બ સુધી પહોંચી છે તેની શરૂઆત ક્યાંથી થઈ? એની શરૂઆત વહાલસોયાં માબાપ અને માસ્તરથી જ થઈ છે. એમણે બાળકોને સદ્‌ગુણી બનાવવા માટે મારઝૂડનો રસ્તો લીધો તેમાં આનાં બી હતાં. ઍટમ અને હાયડ્રોજન બૉમ્બ એમની સોટીમાંથી જ ઊગ્યાં છે. જો માબાપ અને માસ્તર બાળકોને એવું શીખવે કે અમારી વાત તમને ગળે ઊતરે તો જ માનજો અને ન ઊતરે તો ન માનશો, તો દેશ બચી જાય. એવી કેળવણીથી જ આપણે વિચાર-પ્રધાન બનીશું. જે વાત ગળે ઊતરે એ જ માનવી જોઈએ અને જે ન ઊતરે તે ન માનવી જોઈએ. પણ આજકાલ તો અવળું ચાલે છે. બાળકને બધે જ મારવામાં આવે છે. એને તો ઊલટું એમ શીખવવું જોઈએ કે જે ગળે ન ઊતરે તે કોઈ મારેઝૂડે તોય

કરવું નહીં. માર ખાઈ લેવો. આ જે શાંતિપૂર્વક મારને સહન કરી લેવાની શક્તિ છે તેને તિતિક્ષા કહે છે. એ જ નિર્ભયતા છે. હથિયાર પર ભરોસો રાખવો એ નિર્ભયતા નથી. એ તો ડરપોકપણાની નિશાની છે. એટલે 'કદી ભયને વશ નહીં થઈએ' એ મુદ્દાની વાત આપણે કેળવણીમાં દાખલ કરવાની બહુ જરૂર છે. આપણે બાળકોને બે વાત શીખવીએ: (૧) આપણે કોઈનાથી ડરીશું નહીં; (૨) આપણે કોઈને ડરાવીશું નહીં. આપણે કોઈથી દબાઈશું નહીં ને કોઈને દબાવીશું નહીં. ગીતાએ એ જ વાત કહી છે:–

नायं हन्ति न हन्यते ।
–આ નથી મારતો કે નથી મરતો.

## વ્યવસ્થા કરતાં અભયની પહેલી જરૂર છે

તેથી આપણે એવી રીત અખત્યાર કરવા માંગીએ છીએ જેનાથી અશાંતિ કે માનસિક ખળભળાટ પેદા ન થાય અને લોકોના મનમાં ભય પેદા ન થાય. આપણે ત્યાંના ઇતિહાસના જાણકારોને આની ખબર હતી. તેથી તો આપણા સમાજશાસ્ત્રમાં "અભય" શબ્દને પહેલું સ્થાન મળતું. પણ આજે તો "અભય" ની જગ્યા "લૉ ઍન્ડ ઑર્ડર"–કાયદો ને બંદોબસ્તે લીધી છે. એનાં હિમાયતીઓ એમ માને છે કે લોકો બીકના માર્યા તો બીકના માર્યા, પણ કાયદા ને વ્યવસ્થાને માન આપે. આ રીતે આપણે વ્યવસ્થા–દેવીને સૌથી મોટી દેવી પરમદેવી માની છે. આપણે એને કહીએ છીએ, "હે દેવી, તું પરમ દેવી છે. તું જ

અમારો નોધારાનો આધાર છે.” આ દેવીને તો નાસ્તિકો પણ માને છે. કૉમ્યુનિસ્ટો કહે છે કે અમે ઈશ્વરને નથી માનતા. ત્યારે હું એમને કહું છું કે તમને ઈશ્વર પર નહીં પણ વ્યવસ્થાદેવી પર ભારે ભરોસો છે. કેટલાક તો કહે છે કે વ્યવસ્થા કરતાં કરતાં થોડાંક જણને સફાચટ કરવાં પડશે ને આમ સફાચટ કરતાં કરતાં જ એવી વ્યવસ્થા ગોઠવાઈ જશે કે જેમાં સંઘર્ષ (ઝગડો) નહીં રહે. સંઘર્ષ તો એમનું પરમ તત્ત્વ છે. એટલે આપણે પૂછીએ છીએ કે સંઘર્ષ ખતમ થઈ જશે તો તમારું શું થશે? તો કહે છે કે પછી સૃષ્ટિ સાથે સંઘર્ષ શરૂ થશે. આ આખી વિચારસરણી જ ખોટી છે. હું પણ વ્યવસ્થાની કીમત માનું છું. હમણાં જ મેં તમને સમજાવ્યું કે શાંત રહો. પણ જો એમ સમજાવવાને બદલે મારઝડ કરત તો તમે કદાચ ચૂપ થઈ જાત, પણ કશું કાને ધરત નહીં, જ્ઞાન પામત નહીં. કારણ એ તો ઉપર ઉપરની શાંતિ હોત. અંદરખાને તો બીક રહેત. એવી શાંતને શાંતિ ન કહેવાય. કારણ અંદર તો ચરુ ઊકળતો હોય છે. એને ક્ષોભ કહે છે. ક્ષોભ પ્રકટ થવાને બદલે અંદર ને અંદર ઢંકાયેલો રહે તો એ વધારે ખતરનાક નીવડે છે. એ તો પ્રકટ થઈ જાય તેમાં જ કલ્યાણ. પાણી ઊકળીને વરાળ થાય છે તે જો અંદર દબાયલી રહે તો એટલી જોર કરે કે આખી ને આખી ટ્રેનની ટ્રેનને ખેંચી જાય. ક્ષોભ પ્રકટ થાય તે કરતાં દબાયલો રહે તો વધારે અનર્થ થાય છે. બિવડાવીને શાંતિ સ્થાપીએ તો વ્યવસ્થા–દેવી દેવી મટીને વ્યવસ્થા–

રાક્ષસી બની જાય છે. એ રાક્ષસીના પેટમાં એટલી અવ્યવસ્થા થશે કે તેના કરતાં તો બહારની અવ્યવસ્થા સારી એમ લાગે. માટે વ્યવસ્થા કરતાં પણ અભય વધારે જરૂરી છે.

## તોડનારી અક્કલ અને જોડનારી અક્કલ

આજે મેં સાંભળ્યું છે કે ઝરિયામાં મોટું કુરુક્ષેત્ર જામ્યું છે. અહીં તો મજૂરો રહે છે. કહે છે, " એમની પાસેથી કામ લેવું છે, ગમે તે હાલતમાં કામ લેવું છે. એમની પાસે કોલસા કઢાવવા છે. જો કોલસા ન નીકળ્યા તો દેશનું મોં કાળું થશે; માટે એમની પાસે કામ કરાવવું છે." આવું વિચારે છે. પણ મજૂરનો અર્થ છે શ્રમશીલ. જ્યાં શ્રમશીલ હોય ત્યાં તો શાંતિ હોવી જ જોઇએ ને આળસુઓ હોય ત્યાં અશાંતિ હોવી જોઇએ. શ્રમ કરનારાંને ત્યાં જ તો લક્ષ્મીજી પેદા થાય છે. પણ આજે તો ઊલટું થઈ રહ્યું છે. શ્રમ કરનારાં હોય છે ત્યાં બે પક્ષ પડે છે. માની લેવામાં આવે છે કે એ બંનેનાં હિત ભિન્ન ભિન્ન છે. એકનાં બે કરવાં, બેનાં ચાર કરવાં, એ રીતે ટુકડા ટુકડા કરવાની અક્કલ તો દુનિયામાં બધાંયને મળી છે. પણ ચારના બે કરવાં, બેનું એક કરવું એવી અક્કલ નથી મળી. ટુકડા કરવાની અક્કલને ગીતામાં રાજસી બુદ્ધિ કહી છે. એને કારણે અનેક શાખાઓ ફૂટે છે. આનું એની સાથે નથી બનતું, એનું આની સાથે નથી જામતું. આવી અક્કલ તો બધાંમાં છે, પણ સૌમાં જે સમાન અંશ છે એને ગ્રહણ કરીને બધાંને એનાં પર એક કરવાની અક્કલ સૂઝવી જોઈએ.

## રક્ષણ કોણ કરશે–રાવણ કે હનુમાન ?

મને કહેવામાં આવ્યું કે અહીં તો ગુંડાઓનું રાજ ચાલે છે. પણ ગુંડાનું રાજ કયાં નથી તે કહેશો ? એક તો ગુંડા તે હોય છે જે ગુંડાને નામે ઓળખાય છે. અને બીજા ગુંડા તે હોય છે જે સેનાપતિને નામે ઓળખાય છે, કાર્યકર્તાને નામે ઓળખાય છે. આપણે બધા ભણેલા લોકો આપણા રક્ષણ માટે પોલીસ અને લશ્કર ઉપર આધાર રાખીએ છીએ. એનાથી વધારે અનર્થ બીજો શો હોઈ શકે ? આથી વધારે પરાધીન દશા કઈ હોઇ શકે ? અને આ સિપાઈઓ કેવા હોય છે ? એમનામાં શા ગુણ હોય છે ? જેની છાતી બત્રીસ ઇંચ પહોળી હોય છે તે સિપાઇ બને છે. એ જ એનો ગુણને ? અને એવાઓ પર આપણે આપણા દેશને ટેકવ્યો છે. પાછા એવાઓને માટે શું શું નથી કરવું પડતું ? આ બધું વિચારવું પડશે. ત્યાં મુંબઈ રાજ્યમાં દારૂબંધી થઈ તો એવી માંગણી કરવામાં આવી કે લશ્કરને એમાંથી બાકાત રાખી દારુની સવલત આપો. ત્યારે મને વિચાર આવ્યો કે રાવણની સેનામાં તો બધા દારુ ઢીંચતા હતા, પણ રામજીની સેનામાં વાંદરા હતા તેમને દારુની જરૂર નહોતી પડતી. હનુમાન દારુ નહોતા માગતા. માટે આ સેના જે રાષ્ટ્રની રક્ષક કહેવાય છે તે રાજસી છે કે સાત્વિક છે, એ વિચારી લેવું ઘટે. પણ આપણે તો ગુંડાઓને હનુમાનનો હોદ્દો આપવા જેવું કરીએ છીએ. તુલસીદાસે હનુમાન-ચાલીસા લખ્યા. રાવણ ચણું જોરાવર હતો પણ એમણે રાવણ-ચાલીસા ન લખ્યા. કારણ

હનુમાનની તાકાત બચાવનારી તાકાત હતી, રાવણની તાકાત બચાવનારી નહોતી. હનુમાનની તાકાતથી જ દેશ બચશે, રાવણની તાકાતથી નહીં બચે. જે સિપાઈઓને ઢીંચવા દારુ આપવો પડે છે, જેને ભોગનાં સાધન પૂરાં પાડવાં પડે છે, અને રણમેદાનમાં જે સિપાઈઓના ભોગવિલાસ માટે કન્યાઓ મોકલવી પડે છે, જેમની અનીતિને પણ નીતિ માની લેવી પડે છે........(ગળું રુંધાતાં આગળ નથી બોલાતું. એટલે થોડી-વાર રહીને– ) મેં વૉર બેબીઝ એટલે કે યુદ્ધમાં જન્મેલાં બાળકોના સવાલ વિશે સાંભળ્યું. હું તાજ્જુબ થઈ ગયો. યુદ્ધમાં બાળકો કેવી રીતે પેદા થયાં? ત્યાં તો લોકો મરે છે. પણ આધુનિક યુદ્ધમાં બાળકોય પેદા થાય છે! અને એ આપણો આધાર છે, એમ કહેવાય છે. આ રીતે જ્યાં સુધી આપણા દેશનું રક્ષણ ગુંડાઓ ઉપર આધાર રાખે છે, ત્યાં સુધી ગુંડા-ઓનું જ રાજ્ય ચાલશે. તમે એને તમારે મન ફાવે તે નામ આપો, પણ રાજ્ય તો ગુંડાઓનું જ હશે. ગમે તે નામ આપ-વાથી હકીકત ટળતી નથી. માટે હું ઇચ્છું છું કે આપણા પ્રશ્નો શાંતિને માર્ગે ઊકલે.

## કાયદા કરતાં હૃદયની શક્તિ મોટી છે

કેટલાક લોકો કહે છે કે તમારા ભૂદાનયજ્ઞની રીતે બહુ વાર લાગશે, તો કાયદાથી શા માટે જલદી કામ નથી કઢાવી લેતા? એ લોકો ધારે છે કે કાયદાથી કામ જલદી થઈ જાય છે અને કતલથી વળી વધારે જલદી થઈ જાય છે. એક તારીખ નક્કી કરીને મજૂરો બધા માલિકોને રહેંસી નાંખે તો

દસ વરસમાં વિનોબા જે કામ કરી શકે તે એક દિવસમાં થઈ જાય. એ થઈ શકે પણ એ કાંઈ ઉકેલ કહેવાય ? લોકો માને છે કે કાયદાથી શું ન થઈ શકે ? પણ કાયદાથી તમે દયાળુ બની શકશો ? ધાર્મિક બની શકશો ? ત્યાં મુંબઈમાં કાયદો થયો કે નિશાળમાં બાળકોએ ફાઉન્ટનપેન ન વાપરવી, કારણ એનાથી અક્ષર બગડે છે. શું આટલુંયે કામ પણ આપણે બુદ્ધિથી ના કરી શકીએ ? શું માસ્તર વિદ્યાર્થીઓને એટલું ન સમજાવી શકે ? એને માટે પણ આજકાલ તો કાયદાની વાતો હાલી નીકળી છે. આ સિનેમા ચાલે છે તે કેટલાં ગંદાં હોય છે. એ આપણા છોકરાંને બગાડી રહ્યાં છે. લોકો કહે છે કે એને રોકવા માટે કાયદા થવા જોઈએ. હું એમ નથી કહેતો કે કાયદા ન થાય. કાયદા તો જરૂર બનવા જોઈએ. હમણાં દિલ્હીમાં માતાઓએ સરકારને વિનંતી કરી કે આ ગંદા સિનેમાઓને અટકાવો. સરકાર ઘણું કરી શકે, જો એ સરકાર હોય તો, યાને એનામાં છાંટોક બુદ્ધિ હોય તો. પણ શું અહીં જે આટલા બધા શિક્ષકો અને વાલીઓ બેઠા છે, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે છે એ જોઈ રહ્યા છે કે આપણાં છોકરાં વંઠી રહ્યાં છે, નિર્વીર્ય થઈ રહ્યાં છે, તે શું ધારે તો એને ન રોકી શકે ? શું એ નૈતિક વિચારનો પ્રચાર ન કરી શકે ? આપણા દેશમાં પ્રાચીન કાળથી નૈતિક વિચારનો કેટલો પ્રચાર થયો છે ? ગમે તે ગામડાંગામના અભણ માણસને પૂછવામાં આવે કે પરમેશ્વર ક્યાં છે, તો એ જવાબ આપશે કે એ તો ઘટઘટવાસી છે. આ બધું કેવી રીતે થયું ? લાખો માણસો

ધર્મને માટે તપસ્યા કરીને મર્યા. શું એ કાયદાથી થયું? લાખો માણસો કુંભમેળામાં જાય છે, તે શું કાયદાને કારણે જાય છે? આપણા જીવનની કેટલીયે બાબતો કાયદાથી નથી થઈ શકતી. આપણાં હૃદયની ભીતરમાં જે ચીજ છે તેનાથી જ આ બધું થાય છે. શું એ ચીજ ખતમ થઈ ગઈ છે? શું લોકો સિનેમામાં આંખો ફોડવાનું છોડીને રાતના આકાશમાં જે સિનેમા ચાલે છે તે જુએ એમ ન બને? ઋષિઓ કહે છે પાપને ધોવું હોય તો નક્ષત્રોનું દર્શન કરો. એનાથી આંખો ઠરે છે અને મનમાં ઉન્નત વિચાર આવે છે. દર્શનને अघमर्षणम् એટલે કે પાપ ધોનારું કહ્યું છે. શું આપણે આવો સુંદર સિનેમા ન જોઈ શકીએ? હું માનું છું કે કાયદાનું પણ આ બાબતમાં કંઈક કર્તવ્ય છે. અલાહાબાદમાં મને માનપત્ર આપાયું એમાં લખ્યું હતું કે ત્યાંની સુધરાઈએ સિનેમાના રાતના ખેલ પર પ્રતિબંધ મૂકયો હતો, પણ પ્રાંતિક સરકારે એ ઉઠાવી લીધો. હું માનું છું કે સરકારનું આ બાબતમાં ઘણું કર્તવ્ય છે. અને એ જો એ કર્તવ્યનું પાલન ન કરે તો દોષને પાત્ર છે. પણ શું આપણી પોતાની કોઈ શક્તિ છે જ નહીં?

## ભૂદાનયજ્ઞનું ખરું મૂલ્ય

જમીનનો સવાલ કાયદાથી ઊકલી શકે તેમ નથી. કાયદાથી જમીન વહેંચાઈ શકે, પણ કાયદો દિલોને સાંધી નહીં શકે. આ જે આંદોલન ચાલી રહ્યું છે તે દિલોને જોડનારું આંદોલન છે. એ કામ કાયદો ન કરી શકે. કાયદો બહુ બહુ તો જમીન વહેંચવાનો ચાળો કરે. એટલે ભૂદાનયજ્ઞથી કેટલી

જમીન મળે છે અને એમાં કેટલો વખત લાગે છે તે ઉપરથી તમે એની કીમત ન આંકશો. એવી ગણતરી રખે માંડતાં. હું માનું છું કે છ માસમાં આ સવાલ ઊકલી શકે તેમ છે. એવી હાલત બિહારમાં તો પેદા થઈ છે. દાન આપવાની ત્યાં કોઈ ના કહી શકે તેમ નથી. હા, બહુ તો છઠ્ઠા ભાગથી ઓછું આપે અને છઠ્ઠો ભાગ મેળવવા આપણે એને ત્યાં વારવાર જવું પડે એમ બને. પણ 'નહીં આપું' એમ કહેનારો માણસ ભાગ્યે મળે. તેથી જો આ કામની પાછળ જોરથી મંડી પડવામાં આવે તો છ મહિનામાં આ સવાલ ઊકલી શકે તેમ છે. માટે આ આંદોલનને એવી દૃષ્ટિએ ન મૂલવશો. એનું જે નૈતિક મૂલ્ય છે તે જોઈને એની કીમત આંકવી પડશે. આટલો મોટો સવાલ જો શાંતિથી ઊકલી જાય તો બીજા સવાલો ઉકેલવાની પણ શક્તિ પેદા થશે. એમાંથી આપણને એક એવી ચાવી જડી જશે, જેનાથી સેંકડો તાળાં ટપોટપ ખૂલી જશે. આપણા દેશમાં પરમેશ્વરની કૃપાથી ઘણા પ્રશ્નો છે. 'પરમેશ્વરની કૃપા' જાણી જોઈને કહું છું, કારણ ઈશ્વરની અવકૃપા હોત તો દેશમાં પ્રશ્નો જ ન રહેત. ઇશ્વરની કૃપા છે તેથી જ પ્રશ્નો છે અને મનુષ્યે બુદ્ધિથી તે ઉકેલવાના છે. પ્રશ્નો ન રહે તેવા જમાનામાં હું તો જીવવાનું પણ ન ઇચ્છું. પ્રભુને કહું કે મને એવા જમાનામાં જન્મ ન આપીશ. જ્યાં કંઈક પુરુષાર્થ કરવાનો હોય એવા જમાનામાં જ જન્મ આપજે. માટે પ્રશ્નો હોવા તો જરૂરી છે, પણ એને ઉકેલવાની અસરકારક રીત કઈ તે શોધવી જોઈએ. હવે એક એવી રીત જડી છે.

## ભૂદાનયજ્ઞ અને ચૂંટણીઓ

હમણાં તમે શાંતિ અને પ્રેમથી મારી વાત સાંભળી. એમાં મને જરાયે આશ્ચર્ય નથી થતું. એમાં તમે મારા પર કશો પાડ નથી ચડાવ્યો. જ્યારે જમીન ગરમીથી તપે છે ત્યારે એ ઉપરથી ક્યારે વરસાદ પડે એની કાગને ડોળે રાહ જુએ છે. અને જ્યારે વરસાદ પડે છે ત્યારે માટી એને ઝટઝટ શોષી લે છે. એ જ રીતે આજે હિંદુસ્તાનને આ વિચારની ભૂખ છે. આટલાં બધાં માણસો શાંતિથી આ વાત સાંભળે છે એનું શું કારણ ? એ જ કારણ કે હિંદુસ્તાનને આજે આ વિચારની અત્યંત ભૂખ છે. નહીં તો બાબાની વાત કોણ સાંભળે ? બાબાની પાસે કઈ સત્તા છે ? એકેય નથી; બાબાને સત્તા જોઈતી પણ નથી. એને સત્તા પર વિશ્વાસેય નથી. માટે ૧૯૫૭ માં તમે બાબાને વોટ (મત) માંગતો નહીં જુઓ. છેલ્લી ચૂંટણી વખતે હું ઉત્તર પ્રદેશમાં ફરતો હતો ત્યારે મને ઘણાં જણે કહ્યું કે હાલ ચૂંટણીના દહાડા છે માટે થોડા દિવસ યાત્રા બંધ રાખો, કારણ સભામાં પૂરતા લોકો નહીં આવે. મેં વળતું કહ્યું કે જેટલા ઓછા લોકો આવશે એટલો મને વધારે ઉત્સાહ આવશે. મેં તો દસ દસ વરસ સુધી છ-સાત છોકરાંને ભણાવ્યાં છે. મને સંખ્યા પર ભરોસો નથી. પણ ઉત્તર પ્રદેશમાં તો ચૂંટણીવાળાંઓએ જ મને કહ્યું કે ભૂમિદાનની સભાઓમાં તો ચૂંટણીની સભાઓમાં નથી આવતાં એટલાં લોકો આવે છે. અને ચૂંટણીની સભાઓમાં તો તાળીઓ પડે છે, બૂમરાણ મચે છે; પણ અમારી સભામાં

તો લોકો ચિત્ર જેવા સ્થિર થઈને બેસે છે, ધરાઈ ધરાઈને સાંભળે છે અને દાન પણ આપે છે. મેં એમ પણ કહ્યું કે શું ગંગા અટકે છે? તો હું પણ શા માટે અટકું? લોકો મને કહેતા કે ચૂંટણીમાં ફલાણો જીત્યો ને ફલાણો હાર્યો. હું તો છાપાંમાં તે પણ વાંચતો નહીં. જો મને કોઈ પૂછતું કે ફલાણો પ્રધાન શું બોલ્યો તે ખબર છે, તો હું પૂછતો કે હું શું બોલ્યો તે એને ખબર છે? જો હું શું બોલ્યો તે એને ખબર નથી, તો એ શું બોલ્યો એ જાણવાની મારી જવાબદારી નથી.

## મારે તો સો ટકા દાનપત્ર જોઈએ

હું ગણિતનો પ્રેમી છું તેથી ગણતરી કરું છું. આજ સુધીમાં સાડાત્રણ લાખ જણાંએ દાન આપ્યું છે. દાન આપનાર જણદીઠ ઓછામાં ઓછા દસ જણે જ જો આપણી વાત સાંભળી હોય તો એનો અર્થ એ થયો કે સાડાત્રણ કરોડ માણસોએ આપણી વાત સાંભળી છે. હું તો કહું છું કે જેટલા ખેડૂત છે તેટલાં દાનપત્ર મને મળવા જોઈએ. મારે તો સો ટકા દાનપત્ર જોઈએ. જો દેશમાં છ કરોડ માણસ સંપત્તિ ધરાવતાં હોય, એમની પાસે ફાવે તો ચાર કોડીની મિલકત હોય કે ચાર કરોડની હોય, મારે તો છ કરોડ સંપત્તિદાનપત્ર જોઈએ. લોકો મને પૂછે છે કે શું આ આંદોલનમાં આ રીતે સો ટકા કામ થશે ખરું? હમણાં વૈદ્યનાથબાબુએ મને કહ્યું કે સો ટકા દાનપત્ર તે કઈ રીતે મળી શકે? થોડા ટકા ઓછા કરો. તો મેં એમને કહ્યું કે તમે તમારે તેમ કરવું હોય તો કરો, પણ મારી માગણી તો સો ટકા દાનપત્રની જ રહેવાની.

હમણાં અહીં જે બધાં બેઠાં છે, તે તમામ મરવાનાં છે. મરવામાં સો ટકાની વાત છે, તો જીવવામાં ઓછા ટકાની વાત શા માટે ? આ આંદોલન તો જીવન રેડવાનું આંદોલન છે. બધાં મરવાનાં છે, એ ચૂંટણીમાં બધાં મત આપવાનાં છે. યમરાજની પેટીમાં બધાંના મત પડવાના છે. જ્યારે મૃત્યુને માટે આટલું મતદાન થતું હોય ત્યારે જીવન માટે ઓછું શા માટે હોય ? જે વિચાર મને ફેરવી રહ્યો છે, જે મારા પગને પ્રેરી રહ્યો છે, તે વિચાર જો તમારે ગળે ઊતરી જાય તો તમારાથી રહેવાશે નહીં. વિચાર પર મને એટલી શ્રદ્ધા છે કે હું તો એમ માનું છું કે દુનિયામાં વિચારથી મોટી કોઈ તાકાત નથી.

## આત્મ–બૉમ્બ

એકવાર એક ભાઈએ મને કહ્યું કે મારે જરા તમારી કુંડળી જોવી છે. મારે જોવું છે કે મંગળ અને શનિની તમારા પર શી અસર પડે છે. મેં એને કહ્યું કે મારે જરા મંગળની કુંડળી જોવી છે. એના પર મારી શી અસર પડે છે, એ મારે જોવું છે. કારણ, એ આખરે જડ છે અને આપણે ચેતન છીએ. આપણે બ્રહ્મ છીએ. આપણાથી વધી જાય તેવી દુનિયામાં એકે તાકાત નથી. આપણે દ્રષ્ટા છીએ અને આખી સૃષ્ટિ દૃશ્ય છે, આપણે એને ઘડનારાં છીએ. કુંભાર જેમ માટીને આકાર આપે છે, તે જ રીતે આપણે આ સૃષ્ટિનો ધાર્યો ઘાટ ઘડી શકીએ તેમ છીએ. જો આ વાત તમારે ગળે ઊતરી જશે તો તમારામાં એવી તાકાત પેદા થશે જે એટમબૉમ્બમાં પણ

નથી. લોકોએ મારી આગળ કહ્યું કે એટમબૉમ્બ કેટલો મોટો છે, કેટલો જબ્બર છે ? મેં એમને કહ્યું કે આપણી પાસે આત્મ-બૉમ્બ છે, આત્માની શક્તિ છે. છેવટે એટમબૉમ્બ માણસેજ બનાવ્યો છે ને ! જે એને બનાવી શકે છે તે એને ખતમ પણ કરી શકે છે. હું તમને કહેવા માગું છું કે તમે કમજોર નથી. તમે અત્યંત બળવાન છો. તમારાથી વધારે બળવાન દુનિયામાં કોઈ નથી. પણ તમારી શક્તિ હથિયારમાં નથી, આત્મામાં છે, પ્રેમમાં છે. એ શકિતને પ્રગટ કરવાને માટે જ આ આંદોલન ચાલી રહ્યું છે.

સર્વોદયનો એ જ નિયમ છે કે પહેલાં આપણા ભાઈને મળે અને પછી આપણને મળે. પણ લોકો જ્યારે એમ કહે કે પહેલાં મને મળે ત્યારે એ તો સર્વનાશનો રસ્તો થયો. એટલે હું ઈચ્છું છું કે બધાં એમ કહે કે પહેલાં બીજાને મળે. મારે તો એવી સ્વાભાવિક વ્યવસ્થા જોઈએ છે. રાક્ષસી વ્યવસ્થા મારે નથી જોઈતી. તમે 'ગીતાપ્રવચન' વાંચશો તો તમને આત્માની શકિતનું ભાન થશે.

## ગુજરાતીઓ જીવન દ્વારા ગાંધીવિચાર પ્રગટ કરે

હમણાં સ્વામી આનંદે કહ્યું કે અહીં ગુજરાતીઓનો સમાજ વધારે છે એટલે એમને માટે કંઈક કહો. મેં કહ્યું કે હા હોવો જ જોઈએ. જ્યાં ગોળ હોય ત્યાં મંકોડા હોવા જ જોઈએ. પણ ગુજરાતી ભાઈઓ પર બહુ ભારે જવાબદારી છે. એમને ત્યાં ગાંધીજી થઈ ગયા. ગાંધીજી ગુજરાતમાં પાકયા એ ખાલી નસીબની વાત નથી. એની પાછળ એક તત્ત્વ

કર્મ અને ભક્તિનો સમન્વય થશે. એમાં માણસની જિંદગીના ટુકડા નહીં થાય.

વિનોબાનું જીવન જ્ઞાન, કર્મ અને ભક્તિના ત્રિવેણી-સંગમ સમું છે. એ ત્રણેના સામ્યમાંથી જ સામ્યયોગી વિનોબાએ આપણને ભૂદાનયજ્ઞનો વિચાર આપ્યો છે. તેથી આ યજ્ઞનાં મૂળ સમજવાં હોય તો આપણે વિનોબાના જીવનના આધાર સમા મુખ્ય વિચારો અને દુનિયા સામે આવેલું એ વિચારોનું આચરણ સમજી લેવું જરૂરી છે.

વિનોબાએ જ્ઞાનયોગની જે સાધના કરી છે તે કેવળ બુદ્ધિ કસવા માટે જ નથી કરી, પણ ધર્મને બુદ્ધિપૂર્વક જીવનમાં ઉતારવા માટે કરી છે. ધર્મને જીવનમાં ઉતારવા પૂરતી જ જ્ઞાન-સાધના તેઓએ કરી છે. દાખલા તરીકે વિનોબા એકવીસ ભાષા જાણે છે. પણ "હું આટલી ભાષા શીખ્યો છું" એવો સિક્કો મરાવવા માટે આટલી બધી ભાષા તેઓ નથી શીખ્યા. પરંતુ દુનિયાના બધા જ ધર્મોના મૂળ ગ્રંથો વાંચવાને માટે તેઓ સંસ્કૃત, પાલિ, અર્ધમાગધી, અરબી, ફારસી, લૅટિન વગેરે ભાષા શીખ્યા. ભારતના બધા સંતોની વાણીનો પ્રસાદ એમની મૂળ ભાષામાં ચાખવા માટે તેઓ ભારતની બધી ભાષાઓ શીખ્યા. દક્ષિણની તામિલ, તેલુગુ, મલયાલમ અને કન્નડ લિપિઓ તેઓ વર્ણમાળાના નકશા પરથી શીખ્યા નથી, પણ તે તે લિપિમાં છપાયેલી ગીતાની નકલો સંરખાવીને લિપિઓનો અભ્યાસ કર્યો છે. આમાં "ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે" કઈ રીતે લખાયું હશે? એમ-

શ્લોકના એક એક વર્ણને ઓળખીને તેઓએ લિપિઓનું જ્ઞાન મેળવ્યું.

વિજ્ઞાન અને ઇતિહાસ વિનોબાના પ્રિય વિષયો છે. તેઓ માને છે કે જ્ઞાનની બે પાંખો છે—એક છે આત્મજ્ઞાન અને બીજું વિજ્ઞાન. આ બંને વિના જ્ઞાન સંપૂર્ણ જ ન થાય. તેઓ વારંવાર કહે છે કે ગીતા પછી ગણિત જ મને સૌથી વધુ પ્રિય છે. વિનોબાને નાનપણમાં માથું દુખતું ત્યારે ગણિત ગણતા. ગણિતમાં એકાગ્ર થઈ જતા. આમ ગણિત એમના માટે માથાના દુખાવાની દવા બની જતું. મોટી ઉંમરે એ જ ગણિત આધ્યાત્મિક વિચાર સમજાવવાનું સાધન બન્યું. તેઓ કહે છે, "કામ ઓછું થશે, છતાં જો એનું અભિમાન નહીં આવે તો થોડું કામ પણ ઝાઝું થઈ પડશે. પણ કામ વધુ કર્યું હશે અને થોડુંક અભિમાન મનમાં આવી ગયું હશે તો એની કિંમત ઘટી જશે. ચાર શેર સેવા કરી હોય અને અભિમાન વીસ આવ્યુ હોય તો એનો ભાગાકાર થતાં સેવાની કીમત આઠ તોલા થશે. પણ જો એક તોલો સેવા પણ શૂન્ય અભિમાનથી થઈ હશે તો ભાજકમાં શૂન્ય હોવાથી એની કીમત અનંત તોલા જેટલી થશે. એટલે કે નિરભિમાન સેવાની શકિત અનત થઈ જાય છે." વિનોબાનો ગણિત-પ્રેમ આજે આ યજ્ઞમાં ઘણો મદદગાર નીવડયો છે. દેશના ભૂમિહીનો માટે કેટલી ભૂમિ જોઇએ, એટલી ભૂમિને માટે કેટલાં દાનપત્ર મેળવવાં જોઈએ અને એટલાં દાનપત્ર મેળવવા માટે કેટલા કાર્યકર્તા જોઈએ—આ બધી ઘડભાંજ સતત

ચાલ્યા કરે છે. આમ વિનોબાના જ્ઞાનયોગનું વર્ણન તો ઘણું કરી શકાય.

એમને સંગીત તેમ જ ચિત્રકળાનાં પણ શોખ અને પરખ છે. આ બધું જ્ઞાન મેળવવામાં વિનોબાને એમની એકાગ્રતા બહુ ખપ લાગી છે. એકાગ્રતાથી તેઓ કલાકો સુધી અતૂટ કાંતે છે. વાંચે છે ત્યારે ક્યાંય સુધી એમને ખબરે નથી પડતી કે બાજુમાં જ કોઈ ઊભું છે. એકાગ્રતાથી યાદ રાખવાની વિદ્યાની જેમ જ ભૂલી જવાની અવિદ્યા*એ પણ એમને મદદ કરી છે. તેઓ માને છે કે જ્ઞાનને માટે જેમ સ્મરણશક્તિની જરૂર છે તે જ રીતે સાધના માટે નકામી હોય તેવી ચીજોને ભૂલી જવાની કળા પણ જરૂરી છે. સાધના માટે નકામું હોય તેને શા માટે સાચવવું? એ કળા પણ તેઓએ હસ્તગત કરી છે.

આ બધું કહેવાનો અર્થ એવો નથી કે વિનોબા માત્ર જ્ઞાનયોગી છે. તેઓ સતત કર્મયોગી પણ છે. એમના કર્મ-યોગનું એક મૂળ સૂત્ર છે કે તમે જેની સેવા કરતા હો તેના જેવા બનો. માતાએ બાળકને ઊંચકવું હોય તો તે ટટાર ઊભી ઊભી ન ઊંચકી શકે. સેવકે જો જનતાને ઊંચે આણવી હોય તો તે જનતા સાથે, દરિદ્રનારાયણ સાથે, સમ-રસ થયા વિના એ નહીં કરી શકે. આ સૂત્રમાંથી જ વિનોબાનો જ્ઞાનયોગ પાંગર્યો છે અને એને જ આધારે એમની બત્રીસ

* 'ઈશાવાસ્યવૃત્તિ'માં વિનોબા 'અવિદ્યા' શબ્દનો અર્થ આમ કરે છે—અવિદ્યા એટલે બિનજરૂરી જ્ઞાનનું અજ્ઞાન.

વરસની સેવા ખડી છે. એને જ લઈને સ્વાવલંબન, કૃષિ–ખેતી અને કાંચન–મુક્તિના પ્રયોગો થયા છે. એમને થયું કે મારી આસપાસ સૌથી ગરીબ કોણ છે? રેંટિયો ફેરવીને પેટિયું કાઢતી મુસલમાન વિધવાઓ એમની નજરે ચડી. એમણે ગાંઠ વાળી કે તકલી ફેરવીને જ હું ગુજારો કરીશ. સંપૂર્ણ એકાગ્રતાથી એકી બેઠકે સવારથી સાંજ સુધી એમણે તકલી કાંતવા માંડી. તકલીમાં પડેલી બધી શક્તિઓને એમણે છતી કરી. પણ સાંજ પડે માંડ પાંચથી સાત પૈસાની રોજી જેવા પામતા. એમણે ઠરાવ્યું હતું કે પાંચ પૈસા રળીશ તો સવા-પાચ નહીં વાપરું. માત્ર રોટલો ને મીઠું ખાધાં. સૂકો રોટલો ને ભાજી ખાધાં. શરીર લથડયું પણ અખતરો ન લથડયો.

તકલી પર કાંતવામાં કાંઈ તનતોડ મહેનત નહોતી થતી. ત્યારે તનતોડ મહેનત કરનારાની સાથે એક કેવી રીતે થવું? આનું ચિંતન ચાલ્યુ. જેલમાં એમને એ તક મળી. એમણે પથરા ભાંગ્યા. હાથમાં આંટણ પડી ગયાં અને લોહી નીકળવા માંડયુ, તોય ફોડે ગયા. કલાક બે કલાક નહીં, પણ એકધારા કેટલાય મહિના સુધી પથરા ફોડયા. એ જ રીતે સૌથી હલકા ગણાતા ભંગીઓની સાથે જાતે પણ ભંગી બન્યા. વરસો સુધી એકલે હાથે પવનાર આશ્રમની પરોશમાં આવેલા સુરગાંવની નીકો ને રસ્તા એમણે વાળ્યાં. ભંગી–કામને જ એમણે ઠાકોરજીની પૂજા માની.

હાથ અને મસ્તકનો આવો અપૂર્વ સંગમ થયો એટલે હૃદયમાંથી ભક્તિની નદી પણ પૂરવેગે આવીને એમાં ભળી.

ભક્તિ એટલે તિલક, માળા, આરતી, દીવા કે હવન, ધૂપ નહીં. ભક્તિ એટલે પ્રાણિ માત્રને સમ્યગ્ દૃષ્ટિથી સમાન ભાવે જોવાં તે. દરેકમાં પોતાનું સ્વરૂપ જોવું અને બધાંમાં પોતાનો રામ નીરખવો. ફૂલની સુગંધમાં તો કોઈને પણ ઈશ્વર દેખાય, પણ જેને કાંટાની અણીમાં પણ ઈશ્વર દેખાય તે સાચો ભક્ત. સજ્જનની સજ્જનતામાં તો ઈશ્વર સૌ કોઈને દેખાય, પણ દુર્જનની દુર્જનતામાં પણ જેને ઈશ્વરની ઈચ્છા પૂરી થતી દેખાય તેની જ ભક્તિ ખરી.

વિનોબાની ઉત્તરપ્રદેશની યાત્રા ચાલતી હતી. એક દિવસ એમની પાસે કોઈ નહોતું. બધાં જમવા ગયાં હતાં. તેવે વખતે એક જવાનીઓ એમની પાસે ધસી આવ્યો અને આંખ તતડાવીને બોલ્યો, "વિનોબા, હિંદુસ્તાનના ટુકડા થવા દીધા તેથી ગાંધીજીના જેવા હાલહવાલ થયા તેવા જ તમારા થવાના છે. કેમકે તમે પણ ભૂમિના ટુકડા કરાવી રહ્યા છો. તો હું તમને પહેલી અને છેલ્લી ચેતવણી આપવા આવ્યો છું. પણ યાદ રાખજો કે તમારો જાન જોખમમાં છે." મોતની ધમકી આપનારા એ આદમીમાં પણ વિનોબાએ પોતાના રામનું જ દર્શન કર્યું અને મનોમન એને પ્રણામ કર્યા. આ છે વિનોબાનો ભક્તિયોગ!

## આંદોલનનો વિકાસ

ભૂમિદાનયજ્ઞ સામ્યયોગી વિનોબાની આજીવન તપસ્યાનું ફળ છે. એની પાછળ જ્ઞાન, કર્મ અને ભક્તિની સંસ્કૃતિ છે, જમાનાની માંગણી છે. માનવ તેમજ માનવસમાજ બંનેને સાથે સાથે પલટવાનો પ્રેમમય માર્ગ દુનિયાને આ યજ્ઞ રૂપે મળ્યો છે. "ભૂદાનયજ્ઞ સફળ કરીશું" એવા, પોકારોથી આજે જ્યારે નાનાં નાનાં બાળકો પણ આકાશને ગજાવી રહ્યાં છે, દુનિયાને ખૂણે ખૂણેથી ભૂદાનયજ્ઞની આ અવનવી હિલચાલને સગી આંખે જોવાને માટે સ્ત્રીપુરુષોની હારની હાર જ્યારે હિંદુસ્તાનને આંગણે ઊતરી રહી છે, ત્યારે ભૂદાનયજ્ઞની જુદી જુદી બાજુઓને સરખી રીતે જોઈ લેવી બહુ જરૂરી છે.

સ્વરાજ્યનું પરોઢ ભારતને માટે ઘણો ગંભીર પ્રસંગ હતો. આપણી લોકધાની દિલ્હી જે દિવસે સ્વતંત્રતા મળ્યાનો આનંદ ઓચ્છવ ઉજવવા રોશનીથી ઝળહળતી હતી, તે દિવસે જેની તપસ્યાને પ્રતાપે આપણે આઝાદી પામ્યા તે રાષ્ટ્રપિતા તો નોઆખલીમાં કોમી હુલ્લડોની આગને ઠારવા માટે એકલો પંડે પહોંચી ગયો હતો. દેશના ટુકડા થયા હતા. લાખો ભારતવાસી પોતાનાં કુટુંબકબીલા સાથે દિલમાં દરદના દરિયા વલોવતાં અહીંથી ત્યાં ને ત્યાંથી અહીં ધકેલાઈ રહ્યાં

હતાં. છાકટી બનેલી ધર્માંધતાએ નાગો નાચ માંડયો હતો. ભાઈઓ એકમેકનાં ગળાં રહેંસવા કૂદતા હતા. મા-બહેનોની લાજ લૂંટાતી હતી. આ જ ઘેલછાનું ઘોડાપૂર આપણી વચ્ચેથી આપણા રાષ્ટ્રપિતાને છીનવી ગયું. માણસાઈનો દીવો જાણે રામ થઈ ગયો. ચારે તરફ અંધારું અંધારું છવાઈ ગયું. બાપુનું આખું યે જીવન એક રીતે જોતાં કરુણ અંતવાળા નાટક જેવું દેખાય છે. લગભગ એમની એકલાની જ તપસ્યાથી આપણને સ્વરાજ્ય, તો મળ્યું, પણ એમાં બાપુએ કલ્પેલું સ્વરાજ્ય જણાતું નહોતું. એના ઉપર લોહીના ડાઘ હતા, અવિશ્વાસની મેશ ચઢેલી હતી અને અસમાનતાનું કલંક હતું.

બાપુના સાથીઓની હાલત પણ એ વખતે કંઈક અજબ હતી. એમના કેટલાક ઘણા જ નજીકના સાથીદારો સત્તાની લગામ સંભાળી લેવાની દિશામાં જ પૂરેપૂરું ધ્યાન આપી રહ્યા હતા. પણ એ લોકોની પૂરેપૂરી શક્તિ દેશની સામે પડેલી વિકરાળ સમસ્યાઓ વચ્ચે જેમ તેમ કરીને મામલો નભાવી લેવામાં જ ખરચાઈ રહી હતી. ગાંધીજીની જેમ સમસ્યાઓને ઉકેલવા માટે એમની પાસે કોઈ નવો અહિંસક ઉપાય નહોતો. એટલે અંગ્રેજ સરકાર જે લાઠી, ગોળી, જેલ વગેરે ઉપાયો એમની સામે લેતી તેના તે ઉપાયોનો આશરો એ લોકોએ લેવા માંડયો.

ગાંધીજીના બીજા કેટલાંક અનુયાયીઓ સરકારમાં ગયેલા

પોતાના આ જોડીદારોની ટીકા કરવા માંડયાં હતાં અને પોતે સરકારમાં હોત તો શું કરત તેનાં સપનાં જોયા કરતાં હતાં. પણ એમની પાસે જનતાને રચનાત્મક પુરુષાર્થને રસ્તે પ્રેરવાનો એકે કાર્યક્રમ ન હતો. 'રચનાત્મક કાર્યકર્તાઓ'ને નામે ઓળખાતા ગાંધીજીના શિષ્યો પોત-પોતાની સંસ્થા ખોલીને બેઠા હતા. એમાંથી કેટલાકને હાથમાંના કામથી અસંતોષ હતો; પણ એમને આગળનો રસ્તો સૂઝતો નહોતો. કેટલાકને પોતાના કામથી સંતોષ પણ હતો. પરંતુ એકંદરે એમના કામથી દેશની શકિત વધતી નહોતી.

દેશ જ્યારે આવી ડામાડોળ દશામાં હતો, ત્યારે વિનોબા એમના પરંધામ આશ્રમમાં કાંચનમુકિત અને ઋષિખેતીના પ્રયોગ ચલાવી રહ્યા હતા. એમણે એટલું તો જોઈ જ લીધું હતું કે દેશના બધા સવાલોના મૂળમાં અસમાનતા છે. અસમાનતાની જડ ઉખાડી નાંખવા માટે એમની નાનકડી પ્રયોગશાળામાં બેઠાબેઠા અખતરા કરવાથી હેતુ સરે તેમ નહોતો. સામૂહિક રીતે આખા દેશની પ્રયોગશાળામાં એ અખતરા અજમાવી જોવાની જરૂર હતી. ઇતિહાસની નજરે જોતાં, દેશની સામે અસલ સવાલ એ હતો કે ગાંધીજીએ આપેલા અહિંસાના જે મંત્રથી દેશમાં નવજીવનનો સંચાર થયો અને જે મંત્રે સ્વરાજ્ય મેળવવામાં મોટો ભાગ ભજવ્યો, તે અહિંસાનો મંત્ર શું ગાંધીજીના શરીરની સાથે જ અલોપ થઈ ગયો? જે મંત્રને બુદ્ધ, મહાવીર, ઈસુ ખ્રિસ્ત વગેરે સંત-મહાત્માઓએ આકરાં તપ તપીને વ્યકિતગત જીવનમાં

સિદ્ધ કર્યો ને ગાંધીજીએ જેનો રાજકીય જીવનમાં પ્રવેશ કરાવી આપ્યો તે અહિંસા બસ એટલે આવીને જ અટકી જશે? માનવજાતિના એકંદર જીવન સાથે સંકળાએલા આ પાયાના સવાલનો જવાબ શોધવામાં વિનોબા ડૂબેલા હતા. ભૂદાનયજ્ઞમાં તેઓને આ સવાલનો જવાબ જડી ગયો. એટલા માટે જ તેલંગાણાના પ્રસંગથી ભૂદાનયજ્ઞનાં મંડાણ થયાં તેને વિનોબાએ "અહિંસાનો સાક્ષાત્કાર" કહ્યો.

પોચંમપલ્લી! હૈદ્રાબાદના તેલંગાણા પ્રદેશના આ નાના અમથા ગામડાનું નામ ૧૮મી એપ્રિલ ૧૯૫૧ના દિન પહેલાં ભાગ્યે કોઈ બહારનાએ સાંભળ્યું હશે. એ પ્રદેશમાં ચોમેર બીકનું રાજ પથરાયું હતું. દિવસે સરકારી અમલદારોની બીક અને રાતે સામ્યવાદીઓની બીક. વિનોબા શિવરામપલ્લીના સર્વોદય સંમેલન પછી પગપાળા વર્ધા તરફ પાછા જતાં તેલંગાણા પહોંચ્યા. જે ઠેકાણે પોલીસ ભરી-બંદૂક વિના જતી નહીં, ત્યાં તેઓની પાસે રામનામ સિવાય બીજું એકે કવચ નહોતું. ઘેરઘેર જઈને એમણે જનતાને કાયરતા છાંડી હેતપ્રીત વધારવાની શિખામણ આપી.

બપોરે હરિજનોની એક સભા રખાઈ હતી. વિનોબા જે જે ગામમાં જતા, તે તે ગામમાં આવી સભા થતી. એમણે એ ગામના ગરીબોનાં સુખદુઃખની ખબર પૂછી અને કાંઈ જોઈતું કરતું હોય તો કહેવાનું જણાવ્યું. એ લોકો જમીનના ભૂખ્યા હતા. એ ગરીબોએ ૮૦ એકરની માંગણી મૂકતાં કહ્યું, "અમને એટલી જમીન મળી રહે તો અમારું

નથી જાય." વિનોબાએ કહ્યું, "વારુ, હું તમને જમીન અપાવવાની કોશિશ કરીશ." એમના મનમાં હતું કે સરકારને કહીશું. પણ ત્યાં એક વિચાર આવ્યો કે આ ગામલોકોનેય પૂછી જોઈએ. એટલે એમણે સભાની સામે સવાલ મૂક્યો કે આ ગરીબોને કોઈ જમીન આપે ખરું કે? વિનોબાના પૂછતાંવેંત એક ભાઈ, નામે રામચંદ્ર રેડ્ડી, ઊભા થયા ને બોલ્યા, "મારા પિતાજીએ થોડી જમીન દાનને નિમિત્તે જુદી કાઢી છે તે મારે આપવી છે." એમને મોંએથી જાણે કે ભગવાનનો બોલ પડ્યો. વિનોબાએ વાત પકડી લીધી. એમનું અંતર સાખ પૂરતું હતું કે આ ભગવાનનો ઇશારો હતો. એ ઇશારો વિનોબા પકડી પાડત નહીં તો અહિંસક ક્રાંતિના સામૂહિક રૂપની આ નવી શોધનું પ્રકરણ લખવાનો વારો શી ખબર ક્યારે આવત? આ જ ગંગોત્રીમાંથી ભૂદાનયજ્ઞની ગંગા નીકળી છે.

સ્વતંત્રતા મળ્યા પછી થોડાક નિર્વાસિતોને સરકાર પાસેથી જમીન અપાવવામાં કેટલી વીસે સો થઈ હતી એનો વિનોબાને પંડનો અનુભવ હતો. તેથી જ એમણે પોચમપલ્લીમાં જનતાની સામે જ જમીનની માંગણી મૂકી.

આમ જોતાં તો આ સાવ નાનકડી બીના હતી. પણ વિનોબાએ એમાં ઈશ્વરનો હાથ જોયો. આજ લગી મંદિર–મસ્જિદ કે ધર્મશાળા–પાઠશાળા માટે જમીનો મંગાઈ હતી ને મળી હતી, પણ દરિદ્રનારાયણને માટે જમીન માંગવાનું અને એ રીતે દેશનો ભૂમિનો સવાલ દાન મારફતે ઉકેલવાનું આ સાહસ જેમ અધરું હતું તેમ વિચિત્ર પણ હતું. પરંતુ

ઈશ્વરનો ઇશારો મળી ગયો હતો. દાન માંગતાં વિનોબા ખંચકાત તો તેઓ પોતાને કાયર માનત. એમણે માંગી ને જમીનો મળી. કેમ જાણે ચમત્કાર થયો. વરસોથી બાખડનારાં ભાંડુઓ એકમેકને હેતથી ભેટયાં. ધરતીનાં છોરુઓને સૈકાંઓ પછી પોતાની મા વસુંધરાને મા કહેવાનો અધિકાર પાછો મળ્યો. પોચમપલ્લીથી નીકળી સેવાગ્રામ પહોંચ્યા ત્યાર લગીના બે માસના ગાળામાં વિનોબાને બાર હજાર એકર જમીન દાનમાં મળી ચૂકી હતી.

ટીકાકારોએ કહ્યું કે તેલંગાણામાં તો જમીન મળે તેમાં શી નવાઈ? કારણ ત્યાંના લોકો તો મારફાડથી બીધેલા હતા. જમીન એમના હાથમાં રહેશે કે નહીં એની જ એમને ફાળ પડી હતી. એટલે એમણે વિનોબાને જમીનો આપી દીધી. બળતું ઘર કૃષ્ણાર્પણ કર્યું.

વિનોબાએ આવા આરોપનો મોંએ બોલીને જવાબ ન આપ્યો. એમની ઉત્તરભારતની યાત્રાએ જ ટીકાકારોનાં મોં સીવી લીધાં. પંચવર્ષી યોજના અંગે સલાહ પૂછવા પંડિત નહેરુએ વિનોબાને દિલ્હી તેડયા. ૧૨મી સપ્ટેમ્બર '૫૧ને દિવસે તેઓ પવનારથી ફરી પગપાળા નીકળી પડયા. મધ્યપ્રદેશ, ઉત્તરપ્રદેશ, રાજસ્થાન અને દિલ્હીનાં ગામોમાં અસમાનતા તો હતી જ પણ ત્યાં ખૂનામરકીનું નામ પણ નહોતું પડયું. એવાં ગામોમાંથી પણ વિનોબાને બે મહિનામાં લગભગ અઢાર હજાર એકર જમીન મળી. આપણા દેશે સાબિત કરી આપ્યું કે એને "સર્વોદયથી પહેલાં સર્વનાશ"નો રસ્તો નથી જોઈતો. બુદ્ધ, મહાવીર ને ગાંધીએ અહિંસાની

જે દીવી ભારતીય જનતાના હૃદયમંદિરમાં પેટાવી હતી તે હજી ઓલવાઈ ગઈ નહોતી. એની તો એક જ ખેવના હતી કે કોઇ ખરો ભકત આવીને એના અંતરના ગભારામાં હૃદયને પારણે પોઢેલા ભગવાનને જગાડે. વિનોબાની પાવન વાણીએ ભારતના આત્મારામને જગાડયો.

૨જી ઑકટોબર '૫૧ને ગાંધીજયંતિને પર્વે વિનોબા મધ્ય-પ્રદેશના સાગર નામના શહેરમાં પહોંચ્યા. ત્યાં મધ્યપ્રદેશના કાર્ય-કર્તાઓનું એક સંમેલન થયું. ભૂદાનયજ્ઞના ઇતિહાસમાં આ સંમેલ-નનું એક ખાસ સ્થાન છે. આ જ સંમેલનમાં વિનોબાએ દેશની સામે પાંચ કરોડ એકર ભૂમિ મેળવવાનો પોતાનો વિચાર રજૂ કર્યો. લોકો તો દંગ થઇ ગયા. ૫,૦૦,૦૦,૦૦૦ નો આંકડો છાપાંમાં વાંચીને કેટલાંકે તો એમ જ માન્યું કે છાપાંવાળાએ ભૂલમાં બે મીંડાં વધારે છાપી નાંખ્યાં લાગે છે! વિનોબાજીને હજી પૂરી પચાસ હજાર એકર જમીન પણ મળી નહોતી, ને ત્યાં તો એમની માંગણીનો આંકડો પાંચ કરોડ સુધી પહોંચી ગયો હતો! ગણિતબાજ વિનોબાએ તો તેલંગાણામાં જ આંગળીને વેઢે ગણિત ગણી લીધું હતું. દેશના ૭–૮ કરોડ ભૂમિહીનોને કામ આપવા માટે ઓછામાં ઓછી ૫ કરોડ એકર જમીન તો જોઇએ જ. ભૂદાનયજ્ઞ એ થોડાંઘણાં માણસો માટે ભીખ માંગવાનો ધંધો નથી. એ તો આખા દેશના તમામ ભૂમિહીનોને માટે પેટપૂરતી જમીન મેળવવાનું ક્રાંતિકારી આંદોલન છે. આ વાત સાબિત કરવી હતી. તેથી પાંચ કરોડ એકરથી ઓછાની માગણી તો કરાય નહીં. કોઈ

એમ પૂછી શકે કે વિનોબાને એટલી ઓછી જમીન મળી હતી છતાં આવડી મોટી માંગણી કરવાનું સાહસ એમણે કેમ કર્યું ? વાત મુદ્દે એ છે કે જે માણસે પહેલું પગલું ભરતી વખતે જ એમાં ઈશ્વરનો હાથ જોઈ લીધો હતો તેના મનમાં છલંગ મારવામાં ડગડગો શેનો થાય ? વિનોબા તો કહેતા હતા કે જે ઇશ્વર બાળકના પેટમાં ભૂખ લગાડે છે તે માના હૈયામાં પાનો પણ ચઢાવે જ છે. જેણે મને માંગવાનું સુઝાડયું છે તે જ લોકોને આપવાનું પણ સુઝાડશે. રવીન્દ્રનાથ ટાગોરની સાથે સાથે જ કેમ જાણે વિનોબાએ ગાઈ લીધું હતું કે:—

"तोमार पताका जारे दाओ
तारे बहिवारे दाओ शक्ति"

'તું જેને તારો ધ્વજ સોંપે છે, તેને એ ધ્વજ ઊંચો રાખવાની શક્તિ પણ આપજે.

પોચમપલ્લીથી સાગરની યાત્રાને ભૂદાન આંદોલનનું પહેલું પગલું ગણી શકાય. એને આપણે સિદ્ધાંતની માંડણીનો કાળ કહી શકીએ. આમ તો વિનોબાના ચિંતનશીલ અને નિત્ય-વિકાસશીલ સ્વભાવને કારણે એમનાં ભાષણોમાં રોજ નવા નવા વિચાર મળતા જ રહે છે, છતાં પોચમપલ્લીથી સાગર સુધીનાં ભાષણોમાં ભૂદાનયજ્ઞનો વિચાર ટૂંકામાં પણ લગભગ સાંગોપાંગ વિનોબાએ માંડી દીધો છે. ભૂદાનયજ્ઞના બાકીના ઈતિહાસના આપણે નીચે મુજબના કાળ-વિભાગ પાડી શકીએ:

૧ સાગરથી સેવાપુરી સુધી—જનહૃદય-પ્રવેશ કાળ.

૨ સેવાપુરીથી બિહાર સુધી—જન-આંદોલન કાળ

૩ બિહાર યાત્રા—એકાગ્ર-પ્રયોગ કાળ.

૪ બિહાર પછી—ભૂમિ-ક્રાંતિને પંથે.

સન '૫૨ ના એપ્રિલની ૧૩મીથી ૧૬મી દરમ્યાન કાશીની પાસે સેવાપુરીમાં સર્વોદય સંમેલન ભરાયું. સાગરથી સેવાપુરી સુધીની વિનોબાની યાત્રાને આપણે જન-હૃદય-પ્રવેશનો કાળ કહ્યો છે. આ છ મહિનામાં ભૂદાન આપનારાઓના તેમ જ એનું સ્મરણ કરનારાઓનાં જીવનને પાવન કરનારા જેટલા પ્રસંગો બન્યા છે તેટલા કદાચ બીજા કોઈ કાળમાં નથી બન્યા. નાના નાના લોકો મન મૂકીને દાન આપે, પોતાની સકળ સંપત્તિ ન્યોછાવર કરી દે, આ બધું હૃદય-પલટાના કદી જોવા ન મળ્યા હોય તેવા અપૂર્વ નમૂના રજૂ કરે છે. આ પાવન પ્રસંગોમાંથી એકએકનું મહત્ત્વ પુરાણના કોઈ પણ પ્રસંગોથી ઊતરે તેવું નથી. છાણમાંથી દાણા વીણીને પેટ ભરનારો પેલો હરિજન મંગરૂ જેણે પોતાની આઠે આઠ ગુંઠા ભોંય આપી દીધી! નૈનીતાલની પેલી ડોસી, જે પોતાની થોડી અમથી જમીન સંતને ચરણે ધરી દેવાની ધગશમાં કડકડતી ટાઢમાંય આખી રાત બેસી રહી! ને પેલો બુઢ્ઢો રામચરણ! ચામડાની આંખે તો અંધાપો હતો પણ એની માંહ્યલી આંખો ઊઘડી ગઈ હતી. કોઈકને ભઈબાપા કરી ગાડું જોડાવીને એ આવ્યો ને રાતોરાત જમીન દઈને પાછો વળી ગયો! વિદુરની ભાજી, શબરીનાં બોર ને સુદામાનાં તાંદુલની યાદ તાજી કરાવે એવા તો કંઈ કેટલાય કિસ્સા થયા છે. એ દિવસોમાં વિનોબા ગામેગામ ને ઘેરઘેર ફરી વળતા. ત્યારે

આજના જેવું મોટું ઝોલું એમની સાથે નહોતું ફરતું. એટલે તે વખતે એ એક એક જણના અંતરમાં ઊંડા ઊતરીને જાતે જ એના હૃદયમાં રહેલા રામજીને જગાડી શકતા હતા.

જનતાનું હૃદય જાગે છે ત્યારે સાથે સાથે કવિનું હૃદય પણ જાગી ઊઠે છે. ઝાંસીમાં હિંદી ભાષાના મોટા મોટા કવિઓએ ભૂદાનયજ્ઞને પોતાની કલમ ચલાવીને મદદ કરવાનું વચન આપ્યું. આ દિવસોની બે મોટી ઘટનાઓનો ઉલ્લેખ કરવો જોઈએ. એક તો વિનોબા દિલ્હીમાં રહ્યા તે અને બીજું મથુરાનું કાર્યકર્તા સંમેલન. દિલ્હીમાં પંચવર્ષી યોજના ઘડનારા પંચની સાથે વિનોબાએ કલાકો સુધી મંત્રણા કરી અને પોતાના વિચારો સાફસાફ શબ્દોમાં એમની સામે મૂકી દીધા. એમ કહેવાય છે કે તે વખતે વિનોબાએ બેકારીના સવાલો અંગે જે સૂચનો કરેલાં તેને ધ્યાનમાં રાખીને કેન્દ્રીય સરકારે બીજી પંચવર્ષી યોજનામાં કામ કરવાનું વિચાર્યું છે.

મથુરા સંમેલનમાં ઉત્તરપ્રદેશના કાર્યકર્તાઓએ પોતાના પ્રાંતમાંથી એક કરોડ એકર જમીન મેળવવાનું છેવટનું ધ્યેય ઠરાવ્યું અને તેના પહેલા હપ્તા તરીકે એક વરસમાં પાંચ લાખ એકર મેળવવાનું નક્કી કર્યું. નક્કી સમયમાં નક્કી કરેલી જમીન મેળવવાનો સંકલ્પ લેવાયો હોય એવો આ પહેલો જ પ્રસંગ હતો.

સેવાપુરી સંમેલન ભૂદાનયજ્ઞની દૃષ્ટિએ ભારે મહત્ત્વનું હતું. ગાંધીજીના નિર્વાણ પછી સર્વોદય સમાજની સ્થાપના કરવામાં આવી હતી. દર વરસે એક વાર સર્વોદય સેવકો એકઠા

થઈને પોતાના કામકાજ અંગે સાથે બેસીને ભેગો વિચાર-સહવિચાર-કરતા હતા. આ જાતનું આ ત્રીજું સંમેલન હતું. પણ અગાઉનાં સંમેલનો કરતાં આમાં નવું એ થયું કે આમાં ભેગા વિચારની સાથે સાથે ભેગો કાર્યક્રમ પણ ઠરાવવામાં આવ્યો. સેવાપુરીમાં સર્વોદય સંમેલનના મંત્રી શ્રી. શંકરરાવ દેવે એક અગત્યનો સંકલ્પ રજૂ કર્યો. દેશનાં પાંચ લાખ ગામો પૈકી દરેકમાં એક એક ભૂમિહીન કુટુંબને વસાવવાને હિસાબે, એક વરસમાં પચીસ લાખ એકર જમીન ભૂદાન-યજ્ઞમાં મેળવવાની વાત એમણે મૂકી. દેશના ઘણા ખરા પ્રાંતોએ પોતપોતાના પ્રદેશોને માટે કેટલી જમીન આ ગાળામાં મેળવવી તેના આંકડા ઠરાવ્યા. આ કામને સરખી રીતે ચલાવવા માટે ઘણા પ્રદેશોમાં ભૂદાન સમિતિઓની સ્થાપના થઈ. વિનોબાએ કહ્યું. "હવે હું સહસ્રબાહુ-હજાર હાથવાળો-બનું છું. જે કામ એકલો વિનોબા કરતો હતો તે કામ હવે દેશને ખૂણે ખૂણે હજારો માણસો પોતપોતાની શક્તિ મુજબ કરશે."

ભૂદાન-આંદોલનમાં આ એક નવો પ્રવાહ હતો. વિનોબાનું આંદોલન હવે હૃદય-પ્રવેશની અવસ્થામાંથી આગળ વધીને જન-આંદોલન બની ચૂક્યું હતું. આખા દેશમાં નવી હવાનો સંચળ વરતાવા માંડયો. જ્યાં વિનોબાનું નામે કોઈએ સાંભળ્યું નહોતું તેવે તેવે ઠેકાણેથી ભૂદાનયજ્ઞમાં આહુતિઓ પડવા માંડી. શંકરરાવ દેવ, શ્રીકૃષ્ણદાસ જાજૂ ધીરેન્દ્ર મજમુદાર ને દાદા ધર્માધિકારી જેવા વિચારકો અને કર્મવીર પુરુષોએ ભૂદાનનો અવાજ દેશને ખૂણે ખૂણે પહોંચાડયો. દેશને

પહેલીવાર એવી લાગણી થઈ કે ગાંધીજીની અહિંસા ફરીવાર સજીવ અને સક્રિય થઈ ગઇ છે.

ઉત્તર પ્રદેશમાં વિનોબાને ડગલે ડગલે જમીન મળવા લાગી. તેલંગાણામાં વિનોબાને રોજની સરેરાશ બસો એકર જમીન મળતી હતી. સેવાપુરી સુધી આ સરેરાશ પ્રાપ્તિ રોજના ૩૦૦ એકર સુધી પહોંચી હતી. પછી એ ગતિ તો દિવસે દિવસે વધતી જ ગઈ. રોજની સરેરાશ ૪૦૦–૫૦૦ એકરે પહોંચી ત્યારે લોકોને નવાઈ લાગવા માંડી: પછી તો આંકડો દિવસના હજાર એકરે પહોંચી ગયો. સુલતાનપુર જિલ્લામાં વિનોબાને પાંચ દિવસમાં ૧૭ હજાર એકર જમીન મળી. આમ વિનોબાની ઉત્તર પ્રદેશની યાત્રામાં પહેલી વાર કાર્યકર્તાઓના મનમાં ઝબકારો થયો કે જો સરખી મહેનત કરીએ તો જમીનનો સવાલ ભૂમિદાનયજ્ઞથી ઉકેલી શકાય ખરો. તુલસીદાસજીના બાંદા જિલ્લામાં અને અલ્હાબાદ તેમ જ મિર્ઝાપુર જિલ્લાઓમાં તો વિનોબા પર જાણે કે દાનપત્રોનો વરસાદ જ વરસ્યો. કાનપુર જિલ્લામાં તો વિનોબાએ પહેલા હપ્તા તરીકે માંગી હતી એટલી જમીન જિલ્લામાં પગ મૂકતાં સાથે જ મળી ગઈ. કાનપુર શહેરના રહેવાસીઓએ એમને બે હજાર જોડી બળદનાં દાન આપવાનું પણ વચન આપ્યું. વિનોબાએ પોતાને હાથે વહેંચણીનું મૂરત પણ અહીં જ કર્યું.

પણ આ કામનો સૌથી મોટો બનાવ તો એ હતો કે મંગરોઠ ગામે "સબૈ ભૂમિ ગોપાલકી" એ સૂત્રને સાચું

પાડી બતાવ્યું. ત્યાંના તમામ જમીન-માલિકોએ પોતાની તમામ જમીન ભૂદાનયજ્ઞમાં સમર્પણ કરી દીધી. એ ગામનું જીવન હવે નવેસરથી શરૂ થયું છે. કોણ કેટલી જમીન ખેડે, કોને ઊપજનો કેટલો ભાગ મળે, કયો હુન્નર કોણ કરે ?– આ બધા પ્રશ્નોનો ગામની નજરે વિચાર થવા માંડયો છે. ગાંધીજીએ અનેકવાર કહ્યું હતું કે હિંદુસ્તાન તો એનાં લાખો ગામડાંમાં વસે છે. વિનોબાએ એ જ કહ્યું, " દેશની યોજના દિલ્હી જેવા શહેરમાં બેઠા બેઠા ન ઘડાવી જોઈએ પણ મંગરોઠ જેવા ગામડામાં બેસીને ઘડાવી જોઈએ. " આ શમણાંને સાચું પાડી બતાવી શકાય એવી હાલત હવે પેદા થઈ ગઇ છે. ભારતનો કિસાન જાગવા માંડયો છે. એણે પોતાની કુટુંબ-ભાવનાને વ્યાપક કરીને આખા ગામને કુટુંબ માનવાનું કામ મંગરોઠ જેવા ગામોમાં કરી બતાવ્યું છે. " વિચાર કરીશું તો આખા ગામનો કરીશું," "કામ કરીશું તો આખા ગામનું કરીશું." આમ સ્વાર્થની પાંખો પહોળી થતી આવે છે ને આખા ગામને ઢાંકવા માંડે છે. હજી તો મંગરોઠમાં નવી જિંદગીનું માંડવા મૂરત જ થયું છે. પાણીની વ્યવસ્થા, ગ્રામોદ્યોગોને ખીલવવાની યોજના, બાળક જન્મે ત્યાંથી માંડીને જીવે ત્યાં સુધી એને નઈ તાલીમ આપવાની સળંગ વ્યવસ્થા, ગામના આરોગ્ય અને ન્યાયની પૂરેપૂરી ગોઠવણ વગેરે કરવાનું હજી બાકી છે.

સમગ્ર-ગ્રામદાન, એટલે કે આખા ગામનું દાન એ તો સર્વોદયનું પહેલું પગથિયું જ છે. પગથિયું તો પહેલું છે, પણ એના વિના ઉપર ચઢાય તેમ નથી. ભૂદાનયજ્ઞ આંદોલને

હવે એ સાબિત કરી આપ્યું છે કે આપણાં બધાં કોકડાંમાં અંદરખાને જમીનની ગૂંચ પડેલી છે. એને ઉકેલીએ નહીં ત્યાં સુધી એકેય રચનાત્મક કામને માફક આવે તેવું વાતાવરણ જામે તેમ નથી.

## એકાગ્ર પ્રયોગ

૧૪મી સપ્ટેમ્બર ’૫૨ ને દિવસે વિનોબાએ બિહારમાં પ્રવેશ કર્યો અને ૩૧મી ડિસેમ્બર ’૫૪ને દિવસે બિહારની યાત્રા પૂરી કરીને બંગાળમાં પગ મૂક્યો. બિહાર-યાત્રાના આ દિવસોને આપણે એકાગ્ર પ્રયોગનો કાળ કહ્યો છે.

બિહારની ભૂમિ પર પગ મૂકતાં જ વિનોબાએ કહ્યું, “આ પ્રાંતની પૂરેપૂરી ભૂમિ-સમસ્યાનો ઉકેલ આવેલો મારે જોવો છે.” હજી એમને પૂરી ૪ એકર જમીન પણ નહોતી મળી, ત્યાં તો તો એમણે કહ્યું કે બિહારમાંથી મને ૪૦ લાખ એકર જમીન મળવી જોઈએ. આમ કહેવા પાછળ ગણતરી હતી. ઉત્તરપ્રદેશમાં ૧૧ માસના પ્રવાસમાં ૩ લાખ એકરની ઉપર થોડી જમીન મળેલી. વિનોબાએ વિચાર કર્યો કે આમ ને આમ એક પ્રાંતથી બીજે પ્રાંત ફરતો ફરું તો મને દર વરસે બે ચાર લાખ એકર મળતા રહે, પણ એ ગતિએ હિંદુસ્તાનની આખી ભૂમિ-સમસ્યાનો નીવેડો આવતાં આવતાં તો સૈકાં નીકળી જાય અને ભૂદાનના કામને ‘જમાનાની માગ’ માનીએ છીએ એ કામ પછી જૂના જમાનાનું થઈ જાય. એટલે એક જ પ્રાંતમાં બધી શક્તિ અજમાવીને ત્યાંની ભૂમિ-સમસ્યાનો નિકાલ કરીને પછી જ આગળ વધવાનું એમણે ઠરાવ્યું. હિસાબ ગણીને નક્કી

કરવામાં આવ્યું કે બિહારના તમામ ભૂમિહીનોને વસાવવા માટે બત્રીસ લાખ એકર જમીન જોઇએ. ચાંડિલના સર્વોદય સંમેલનમાં વિનોબાએ ફરી વાર પોતાનો નિશ્ચય જાહેર કર્યો.

આમ તો ચાંડિલ સંમેલનથી ઘણા વખત પહેલાં જ બિહારમાં ભૂદાનયજ્ઞની જબરી ધૂમ મચી ગઈ હતી, છતાં શરૂશરૂના થોડા દહાડા બહુ કપરા ગયા. વિનોબાએ કહ્યું, "કૂવો ખોદનારને કાયમ કાંઈ પોચી માટી નથી જડતી. કદી કદી સખત ખડક નીકળે છે ને એય ભાંગવા પડે છે. એ ખડક જેટલા કઠોર હોય છે એટલું જ મૃદુ ને મધુર જળ એની નીચેથી નીકળે છે. એ દિવસોમાં સભાઓ મોટી મોટી થતી. દસ હજારથી માંડીને ત્રીસ હજાર જેટલી સંખ્યા ઘણુંખરૂં થઈ જતી. કેટલાય ગાઉના પંથ ખેડીને લોક દર્શન માટે ઊમટતાં. પણ દાન જૂજ મળતાં. કદી કદી તો વિનોબાને આખા દિવસમાં બેચાર એકર પણ માંડ મળતા. જમીન મોંઘી હતી. નહેરનો કિનારો ને વળી મોટા જમીનમાલિકો મળે નહીં. જે બેપાંચ હોય તે વિનોબાનું નામ સાંભળીને જ પલાયન થઈ જતા. કાર્યકર્તાઓને બહાર નીકળવાનું મન નહોતું થતું. સ્થિતિ વણસતી જતી હતી. પણ વિનોબા તો ચાલ્યે ગયા....અને સતત ચાલ્યે ગયા. દરિયાનાં મોજાં ખડક પર ટકરાતાં ને ભાંગતાં. ફરી પાછાં ઊઠતાં, ટકરાતાં ને ભાંગતાં. આમ સતત ઊઠવું, ટકરાવું ને ભાંગવું, એ ક્રિયાએ આખરે ખડકના ટુકડેટુકડા કરી નાંખ્યા. પહેલાં નાના ખેડૂતોએ દાન આપ્યાં. કોઇએ એકર આપ્યો તો કોઇએ વીઘું આપ્યું. કોઇએ બેચાર ગુંઠા આપ્યા તો કેટલાકે માંડ થોડાક ચાસ આપ્યા! પણ આપ્યા ખરા. લોકો વિચારવા

લાગ્યા કે આ ગુંઠા ગુંઠા દાનનું શું થશે ? આ મુદ્દા પર આગળ આપણે વિસ્તારથી ચર્ચા કરીશું. પણ અહીં એનું એક કારણ જોઈ લઈએ. નાનાં નાનાં દાનોથી મોટાને પ્રેરણા મળે છે. ઉપર કહ્યું તેમ નાના નાના ખેડૂતોએ હજારોની સંખ્યામાં આપેલાં નાનાં નાનાં દાનોથી જે વાતાવરણ પેદા થયું તેના નૈતિક દબાણથી મોટા માણસોની આંખો ઊઘડી ગઈ. યજ્ઞમાં લાખો લોકોએ પોતપોતાના ભાગની આહુતિ નાંખી અને દાન મળ્યાં ત્યારે લાખો એકરનાં દાન મળ્યાં.

ચાંડિલ સંમેલન પહેલાં બિહારમાં બે મોટી ને અગત્યની ઘટનાઓ થઈ. પટનામાં વિનોબાએ સંપત્તિદાન-યજ્ઞની શરૂઆત કરી. ભૂમિની સાથે સાથે સંપત્તિની વહેંચણીની કલ્પના તો પહેલેથી જ હતી, પણ ભૂમિહીનોને નવેસરથી વસાવવા અંગે જરૂરિયાત ઊભી થતાં સંપત્તિદાન શરૂ કરી દેવાનું નિમિત્ત ઊભું થયું. આ યજ્ઞની શરૂઆત પણ ભૂમિહીનોના પ્રશ્ન સાથે સંકળાએલી છે. વિનોબાને તો 'નિધિ' (ફંડ)નું નામ સાંભળતાં જ 'નિધન' (મૃત્યુ) યાદ આવતું અને 'ટ્રસ્ટ'ની વાત સાંભળતાં જ 'ડિસ્ટ્રસ્ટ' (અવિશ્વાસ) આવતો. એવા વિનોબાએ આ કોઈ નવી જાતનો ફંડફાળો શરૂ નહોતો કર્યો. પરંતુ જે રીતે ભૂદાનયજ્ઞમાં ઉત્પાદકની માલિકીનો સંકેત રહેલો હતો, તે રીતે જ સંપત્તિદાન-યજ્ઞમાં અસ્તેય અને અપરિગ્રહનું સામાજીકરણ કરીને તેની મારફતે અર્થ-શુચિત્વ (આર્થિક બાબતોમાં પવિત્ર વ્યવહાર) દાખલ કરવાનો સંકેત સમાયેલો હતો. દરેક દાતા પોતાનો હિસાબ પોતે રાખે અને પોતાની કમાણીમાં સમાજનો ભાગ કબૂલ કરીને

એનો નક્કી હિસ્સો (નક્કી રકમ નહીં) વિનોબાના સૂચવ્યા પ્રમાણે જાતે જ ખરચે, એ એની કાર્યપદ્ધતિ છે. આમાં પૈસા ઉઘરાવવાની વાત નથી. આ હતી પહેલી અગત્યની ઘટના.

બીજી અગત્યની ઘટના હતી શ્રી જયપ્રકાશ નારાયણનો આ આંદોલનમાં થયેલો પ્રવેશ. વરસોથી તેઓ આત્મ–પરીક્ષણ કરી રહ્યા હતા. એમને આમાં ગાંધીજીના વાલીપણાના સિદ્ધાંતનું વહેવારુ સ્વરૂપ દેખાયું. ચાંડિલમાં વિનોબા મેલેરિયાથી પટકાઈ પડયા હતા અને જીવન–મરણ વચ્ચે ઝોલાં ખાતા હતા ત્યારે જયપ્રકાશજીએ એમ કહ્યું કે તમે ફિકર ન કરશો. અમે તમારું કામ ઉપાડી લઈશું. એમનું આ વચન એક નવી આશાનું કિરણ બની ગયું. ગયા જિલ્લા પાસે વિનોબા પહેલાં જ એક લાખ એકરની ટહેલ નાંખી ચૂકયા હતા. ત્યાં ગામેગામ જયપ્રકાશજી ફરી રહ્યા હતા. નાના નાના ખેડૂતોએ સેંકડો ને હજારોની સંખ્યામાં દાન આપ્યાં. અનેક જણે સર્વસ્વ ન્યોછાવર કર્યું.

ચાંડિલનું સર્વોદય સંમેલન ભૂદાનયજ્ઞના ઇતિહાસમાં યાદગાર રહી જશે. આગલે જ દિવસે રામગઢના રાજાએ એક લાખ એકર જમીનનું દાન આપ્યું હતું. મોટા જમીનદારોના સહકારનું નવું પ્રકરણ આમ ખૂલ્યું. એ જ સંમેલનમાં વિનોબાએ જે પ્રવચન આપ્યું તેનાથી કાર્યકર્તાઓની વિચાર–ભૂમિકા સ્પષ્ટ થઈ ગઈ. એમનાં એક ભાષણને તો લોકોએ સર્વોદયનું “ ઘોષણાપત્ર ” (ઢંઢેરો) કહ્યું.

ચાંડિલ પછી ભૂદાનમાં જેવી ભરતી આવી તેવી પહેલાં

કદી જોવા મળી નહોતી. પલામૂ જિલ્લામાં રંકાના રાજા વિનોબાની સાથે ફર્યા. તેઓ પહેલાં અઢી હજાર એકર અને પછી બાર હજાર એકરનાં દાન આપી ચૂકયા હતા. એ દાન કાર્યકર્તાઓની માંગણીથી આપેલાં. વિનોબાએ એમને પૂછ્યું કે તમે આમ કેમ કર્યું, તો એમણે કહ્યું, "જેણે જેટલું માંગ્યું એટલું એને આપ્યું." ત્યારે વિનોબા કહે, "હવે હું તમારી પાસે આવ્યો છું. મને કેટલું આપશો?"

"મારી પાસે જેટલી જમીન છે તેમાંથી આપ માંગશો એટલી આપીશ." વિનોબાએ કહ્યું, "તમારી પાસે ઘરખેડની જેટલી જમીન છે એનો છઠ્ઠો ભાગ અને જેટલી પડતર જમીન છે તે પૂરેપૂરી આપી દો!" રાજાસાહેબે વાત કબૂલ કરી લીધી અને એક લાખ ને બે એકર જમીન આપી દીધી. ભગવાન બુદ્ધની જયંતિનો એ પાવન દિવસ હતો. વિનોબાએ એ દાનને પૂર્ણ દાન માન્યું અને ભગવાન બુદ્ધને નામે એ સમર્પણ કર્યું. એક પખવાડીયું બીજું વીત્યું. રાંચી જિલ્લામાં પાલકોટના રાજાએ ચુંવાલીસ હજાર પાંચસો એકર જમીન આપી.

એક દિવસ વિનોબાએ કહ્યું, "મને જે દાન આપે છે તેને હું વિષ્ણુ માનું છું. પણ હવે મને વિષ્ણુ-સહસનામ સાંભળવાની ઇચ્છા જાગી છે. માટે એક દિવસમાં મારે એક હજાર દાનપત્ર જોઇએ." વિનોબાને આ રીતે અનેકવાર વિષ્ણુ-સહસનામ પણ સંભળાવવામાં આવ્યાં! એક બાજુ ગરીબો પાસેથી હજારો દાનપત્ર મળતાં હતાં, તો બીજી બાજુ

એક એક જમીનદાર પાસેથી હજારો એકર પણ મળતા હતા. આ રીતે ક્રાંતિના બેય મોરચા તેજ હતા. હજારીબાગ જિલ્લાએ તો હદ કરી. ત્યાં એકંદરે ખેતીલાયક જમીન લગભગ અઢાર લાખ એકર છે. એટલે ભૂમિસમસ્યાના પૂરા ઉકેલ માટે વિનોબાએ ત્રણ લાખ એકર જમીન માંગી. એમાં હેતુ એ હતો કે જો એટલી જમીન મળે તો એક જિલ્લામાં એ વાત સિદ્ધ થઇ શકે કે જમીનનો પ્રશ્ન પ્રેમથી ઊકલી શકે તેમ છે. હજારીબાગ જિલ્લાએ ત્રણને બદલે સાત લાખ એકર જમીન દાનમાં આપી. માત્ર જિલ્લાનો ભૂમિનો સવાલ ઊકલ્યો એટલું જ નહિ, પણ બહારથી ભૂમિહીનોને લાવીને વસાવવાનું પણ બને તેમ છે એવું એ જિલ્લાએ બતાવી આપ્યું છે. પરંતુ હજારીબાગમાં તો પડતર જમીન ઘણી છે, એટલે વધુ જમીન મળી. પરંતુ જે જિલ્લામાં વસ્તી ગીચ છે અને જમીનની ટાંચ છે તે જિલ્લાનું શું ? આ પ્રશ્નનો જવાબ ગયા જિલ્લામાંથી મેળવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. અહીં જમીનો મોંઘી છે, માલિકો નાના નાના છે અને જમીનનો સવાલ પણ કપરો છે. વિનોબાએ ગયા જિલ્લામાં યાત્રા કરી. પણ એ કબૂલ કરવું જોઇએ કે ગયા જિલ્લામાં ધારેલો આંકડો હજી પાર પડ્યો નથી. છતાં પ્રશ્ન ઊકલ્યા વિના રહેવાનો નથી એમાં શંકા નથી. એટલું તો ખરું કે કાર્યકર્તાઓએ સતત જાગતા રહીને નિષ્ઠાપૂર્વક કામમાં મંડ્યા રહેવું પડશે.

બોધ ગયા સર્વોદય સંમેલનની મુખ્ય ઘટના તે જીવનદાન. કાર્યકર્તા મેળવવાની દિશામાં એ એક મોટી ફાળ હતી. એ ઘટના જેટલી વિલક્ષણ હતી એટલી જ સ્વાભાવિક અને સહજ

રીતે એ બની હતી. શ્રી જયપ્રકાશ નારાયણે બોલવાનું શરૂ કર્યું ત્યારે કદાચ એમને પોતાને પણ ખબર નહીં હોય કે તેઓ થોડા વખતમાં જ એક નવા યજ્ઞના અધ્વર્યુ બનવાના છે. આ કામને માટે આખું જીવન સમર્પણ કરનારા કાર્યકર્તાઓની માંગણી કરતાં કરતાં એમણે સૌથી પહેલાં પોતાની જાતને જ સમર્પણ કરી દીધી. આ એક મહાન ઘટના હતી. દેશનો એક સમર્થ રાજકીય નેતા રાજનીતિ (રાજકારણ) છોડીને લોકનીતિની દિશામાં પગલાં ભરી રહ્યો હતો. વાતાવરણમાં જાણે કે વિજળી ફેલાઈ ગઈ. બીજે દિવસે વિનોબાએ એક પત્ર દ્વારા "ભૂદાન-યજ્ઞ-મૂલક, ગ્રામોદ્યોગ-પ્રધાન અહિંસાત્મક ક્રાંતિને માટે" પોતાનું જીવન અર્પણ કર્યું. જેમનું આખું જીવન સેવાને માટે જ હતું, એમણે પણ પોતાના કામને 'ભૂદાન-યજ્ઞ-મૂલક' (ભૂદાનના પાયાવાળું) બનાવવાનો નિશ્ચય કર્યો ને પોતાની બધી શક્તિ એ કામ પર કેન્દ્રિત કરવાનો સંકલ્પ કર્યો. પીઢ બુઝુર્ગોને માટે જીવનદાનયજ્ઞની પ્રતિજ્ઞાનું ફરીવારનું ઉચ્ચારણ એ પોતાની શક્તિને વધારવાનું તેમ જ ચિત્તશુદ્ધિનું સાધન બન્યું. નવજવાનોએ એની મારફતે નવીન ક્રાંતિને માટે ઉત્સાહપૂર્વક જીવન સમર્પણ કર્યાં.

માર્ચ ૧૯૫૪ પછી બિહારમાં સાત લાખ એકર જમીન મળી. ભૂમિ મળતી જાય તેમ તેમ ભૂમિ-વહેંચણીના કામ તરફ પણ ધ્યાન જવા માંડે એ સ્વાભાવિક જ હતું. આખા દેશમાં ઠેરઠેર ભૂમિ-વહેંચણીના કાર્યક્રમ આરંભાયા. ભૂમિ-પ્રાપ્તિ અને ભૂમિ-વિતરણના અત્યાર સુધીના આંકડા આ જ પુસ્તકમાં છેલ્લે આપેલા છે.

બોધ ગયા સંમેલનથી જ વિનોબાએ નક્કી કર્યું હતું કે બિહાર છોડયા પછી તેઓ થોડા દિવસ બંગાળમાં ગાળશે અને પછી ઓરિસ્સા તરફ આગળ વધશે. ઓરિસ્સાને માટે વિનોબાએ ભૂમિ–ક્રાંતિનો મંત્ર આપ્યો. હજી એ મંત્રનું સગુણ–સાકાર, સ્વરૂપ દેશની સામે પ્રગટવું બાકી છે. પણ ઓરિસ્સાએ જે દિશામાં કામ કરવા માંડયું તે જોતાં એ ઊજળાં ભાવિના કાંઈક એંધાણ તો વરતાવાં જ માંડયા છે. ત્યાંનું સૌથી પ્રચંડ કામ છે સમગ્ર–ગ્રામ–દાન. જ્યાં વિનોબા ગયા પણ નથી અને જ્યાં કોઈ અખ્યાત કાર્યકર્તા પણ હજી જઈ શકયા નથી તેવાં ગામોના લોકોએ એવાં એવાં કામ કરી બતાવ્યાં છે કે એનો કયાંય જોટો ન જડે. ઓરીસ્સાના કેટલાય ભાગોમાં ખાસ કરીને કોરાપુટ જિલ્લામાં તો રોજેરોજનાં મળતાં નવાં નવાં સમગ્ર ગ્રામદાનનાં નામ ગણતાં ગણતાં માળાના બધાંય મણકા બે વાર ઊથલી ગયા છે. આજ લગી દેશમાં જેટલાં ગ્રામદાન થયાં છે તેમાં સૌથી વધુ ઓરિસ્સામાં થયાં છે. લગભગ પાંચસે ગામના તમામેતમામ જમીનવાળા પોતાની તસુએ તસુ ભોંય આપી દે એ નાનીસૂની વાત ન ગણાય. ઓરિસ્સામાંથી મળેલાં ગામોનો એક ખાસ્સો તાલુકો બને. આવા તાલુકાના તાલુકા અને જિલ્લાના જિલ્લા પોતાની તમામે તમામ જમીન ફરીથી વહેંચવા માંડે તો આપણે સમજી લેવું જોઈએ કે ભૂમિ–ક્રાંતિની અટલ પ્રક્રિયા શરૂ થઇ ચૂકી છે.

અહીં આપણે ભૂદાનના ઇતિહાસની સાધારણ ભૂમિકા જોઈ લીધી. પણ એથી વધુ મહત્ત્વની વસ્તુ તો છે : ભૂમિદાનયજ્ઞની વિચાર ભૂમિકા.

## વિચાર-ભૂમિકા-૧

વેદના ઋષિએ પૃથ્વીને પ્રણામ કરતાં કહેલું, "माता भूमिः पुत्रोऽहं पृथिव्याः" પૃથ્વી માતા છે અને હું એનો પુત્ર છું. પૃથ્વી; જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતોનું બનેલું આ શરીર એમની પાસેથી જ પોષણ મેળવીને નભે છે. સૃષ્ટિની રચના જ એવી થઈ છે કે મનુષ્યને જે ચીજની જેટલી જરૂર વધારે તે ચીજ એટલા જ વધુ પ્રમાણમાં કુદરતમાંથી મળી આવે છે. હવા અને આકાશ વિના માણસ પળવાર પણ જીવી શકે નહીં, એટલી બધી એની જરૂરિયાત છે, તો કુદરતે હવા ને આકાશ એટલાં મબલખ આપ્યાં છે કે કોઈને એની ખોટ વરતાય જ નહીં.

તે પછી માણસની પહેલી જરૂરિયાતોમાં પાણી અને અનાજ એ બે વસ્તુઓ ગણાવી શકાય. પાણી પણ ઘણું ખરું, તો એટલા મોટા જથ્થામાં કુદરત પૂરું પાડે છે કે દરેકને પૂરતું મળી રહે. પછી સવાલ રહ્યો અનાજનો. આકાશ, હવા, પ્રકાશ અને પાણીની જેમ અનાજ પણ દરેક જણને જેટલું જોઈએ તેટલું મળવું જોઇએ. જે કોઇ જન્મ્યા છે તેને ખાવાનો હક છે. એ જન્મસિદ્ધ હક છે. પણ માણસનો આ હક માણસને હાથે જ લૂંટવાઇ રહ્યો છે. વિજ્ઞાનશાસ્ત્રીઓ તો આજે પણ કહે છે કે પૃથ્વી પર એટલો બધો ખોરાક છે કે

આજના કરતાં અનેકગણી વસ્તી વધી જાય તોય ખાવાનું ખૂટે તેમ નથી. આવું હોવા છતાં દુનિયાની એકંદર વસ્તીના પોણા ભાગને અડધે પેટે કે દુકાળના ઓળા નીચે જીવવાની ફરજ પડી રહી છે. આવી વિષમ હાલતના કારણ તો ઘણાં છે, પણ મુખ્ય કારણ એ છે કે આપણે આકાશ, હવા, પાણી ને પ્રકાશની જેમ પૃથ્વીને પણ મોકળી રહેવા દેવાને બદલે એને આંતરવા માંડી છે. જેમ શ્વાસ લેનારાને હવા મળે છે, જેમ તરસ્યાંને પાણી મળે છે, તેમ ભૂખ્યા માણસને ખાવા મળવું જોઇએ. આ તો ત્યારે જ બને જ્યારે જે કોઇ માણસને ભોંય ખેડી ખાવાની ઇચ્છા હોય તેને તેવી તક મળે. તે માટે આજે જમીનની વહેંચણી સમાન નથી તેને સમાન કરવી પડશે. જે પૃથ્વીને આપણે વેદના વારાથી માતા કહેતા આવ્યા છીએ તે પૃથ્વીના માલિક બનવાની આજે માણસ ખેવના કરે છે. પણ માતા જ્યાં સુધી દાસી રહે ત્યાં સુધી દીકરા સુખી ન થાય. હવા કદી એમ નથી કહેતી કે હું નાનાં છોકરાંનાં ફેફસાંમાં નહીં જાઉં. નદી કદી એમ નથી કહેતી કે હું તો વાઘને જ પાણી પાઇશ ને બકરીને નહીં પાઉં. સૂરજનાં કિરણ કોઇ કાળે એમ નથી કહેતાં કે અમે તો રાજામહારાજાના મહેલમાં જ જઇશું ને ગરીબની ઝૂંપડીમાં નહીં જઇએ. જળ, વાયુ ને તેજ ભગવાનની ભેટ છે ને તેથી એ સૌને માટે સમાન છે. તે જ રીતે ભૂમિ પણ ભગવાનની જ પ્રસાદી છે અને તેથી તે એકેએક હળ હાંકનારને મળવી જ જોઇએ. દરેકેદરેક ભૂમિ–પુત્રનો પોતાની મા પર સરખો હક છે. ભૂદાનયજ્ઞમાં ભૂમિ માંગવાની અને વહેંચવાની જે પદ્ધતિ છે

તેની પાછળ આ મૂળભૂત વિચાર છે. ભૂમિદાનયજ્ઞ એ ભૂમિની ન્યાયી વહેંચણી માટેની માંગણી છે. દરેકે દરેક માણસની અંદર સંતાયેલી સારમાણસાઇને જગાડીને ભૂમિ-ન્યાયની સ્થાપના કરવાનો આ કાર્યક્રમ છે.

આ તો થઇ ભૂદાનયજ્ઞની બહારની કાર્યપદ્ધતિ. ભૂદાનયજ્ઞનો કાર્યક્રમ તો દરિયા જેવો છે. એ દરિયા જેટલો વિશાળ પણ છે અને દરિયા જેટલો ઊંડો પણ છે. આપણે એની વિશાળતા તેમ જ એના ઊંડાણનો પણ તાગ લેવો જોઇએ.

વિનોબાએ ભૂદાનયજ્ઞને 'પ્રજાસૂય યજ્ઞ કહ્યો છે. જૂના જમાનાથી ચાલી આવેલા રીતરિવાજોને નવા જમાનાની જરૂરિયાતો સાથે સાંકળી લેવી એ વિનોબાની એક ખૂબી છે. એમણે જે રીતે એમના આ આંદોલનમાં પ્રાચીન કાળની દાન, યજ્ઞ અને તપ વગેરેની પરંપરાને આધુનિક આવશ્યકતા સાથે સાંકળી લીધી છે, તે જ રીતે આ પ્રજાસૂય યજ્ઞમાં પણ રાજસૂય યજ્ઞની પ્રાચીન પરંપરાને આજકાલની પ્રજાતંત્રની વિચારધારા સાથે ભેળવી દઇને એક અનોખો સમન્વય કર્યો છે. પ્રજાસૂય યજ્ઞ પ્રજાને હાથે થાય છે, પ્રજાને માટે થાય છે અને એનાથી પ્રજા જ ઊંચે આવે છે, એટલે ભૂદાનયજ્ઞને પ્રજાસૂય યજ્ઞ કહેવો એ યોગ્ય જ છે.

'યજ્ઞ' શબ્દને સરખી રીતે સમજી લેવા માટે આપણે 'ગીતાપ્રવચન' વાંચવું જોઈએ. એ પુસ્તકમાં ગીતાને આધારે અપાયેલાં પ્રવચનોને સ્વરૂપે વિનોબાનું આખુંયે જીવન-દર્શન રજૂ થયું છે. આમ તો ભૂદાનયજ્ઞ શરૂ થયો તેથી વીસ વરસ

પહેલાં એ પ્રવચનો અપાયાં હતાં, પણ વિનોબા માને છે કે જે એ પુસ્તકનો અભ્યાસ કરશે એને ભૂદાનયજ્ઞની આખી વિચારસરણી સરળતાથી સમજાઈ જશે અને એને આ યજ્ઞમાં ભાગ આપવાનું પણ જરૂર મન થશે. 'ગીતા પ્રવચન' ના ૧૭મા. અધ્યાયમાં વિનોબાએ 'યજ્ઞ' ના ઉદ્દેશ દર્શાવ્યા છે. સૃષ્ટિમાં રહીને માણસ સૃષ્ટિને જે ઘસારો પહોંચાડે છે, એટલે કે સૃષ્ટિને જે હાનિ પહોંચાડે છે, તેને વાળી આપવો એ યજ્ઞનો પહેલો ઉદ્દેશ છે. બીજો હેતુ છે શુદ્ધીકરણ. આપણે કૂવો વાપરીએ છીએ એનાથી આસપાસની સૃષ્ટિ ગંદી થઈ જાય છે. એને સાફ કરવી એ યજ્ઞનો બીજો ઉદ્દેશ છે. હાનિ વાળી આપવી અથવા સફાઈ કરવી એ બેની સાથે સાથે કાંઈક નક્કર પેદા કરવું એ યજ્ઞનો ત્રીજો ઉદ્દેશ છે.

હવે આપણે ગીતા પ્રવચનની આ વ્યાખ્યા પ્રમાણે ભૂદાનયજ્ઞથી આ ત્રણે ઉદ્દેશો કેવી રીતે પાર પડે છે તે જોઈએ. એટલે કે એનાથી દેશનો કયો ઘસારો પૂરાય છે, કેવી જાતની શુદ્ધિ થાય છે અને કેવી નવરચના થાય છે, એટલે કે કેવુંક ફળ મળે છે,—આ બધું તપાસીએ.

આજે આપણાં ગામડાંઓ ઘસાઈ રહ્યાં છે. આપણી ગ્રામલક્ષ્મીને જાણે ક્ષય લાગુ પડ્યો હોય એમ એ દૂબળી પડતી જાય છે. આજથી વીસ વરસ પહેલાં ગામડાંમાં જેટલા ઉદ્યોગધંધા હતા તે બધા ધીમે ધીમે ઘસાતા જાય છે. મિલોનાં ભૂંગળાં જેમ વધુ ને વધુ ઊંચાં થતાં જાય છે, તેમ તેમ વણકરની ઝૂંપડીઓ સાંકળેલી થતી જાય છે. દેશનો સૌથી

મોટો સવાલ બેકારીનો છે. વિષમ દશા તો એ છે કે જેને ભૂખ છે તેને અનાજનાં સાંસાં છે અને જેને ત્યાં અનાજની રેલમછેલ છે તેને ભૂખ લાગતી નથી. તેલ પીલવાની મિલો ઊભી થાય છે તો તેલઘાણીઓ બંધ પડે છે. જોડા બનાવવાનાં કારખાનાં ઊઘડે છે, તો મોચીઓનો ધંધો પરવારી જાય છે. આજે તો એટલી હદે વાત પહોંચી છે કે એકસાથે અનેક ખમીસ સીવી નાંખે તેવાં કારખાનાં પણ નીકળ્યાં છે. એકીસાથ અનેક ખમીસને મશીન ટેભા દેવા માંડે ત્યાં એકીસાથે અનેક દરજીનાં પેટ પર પાટાં પડવા માંડે એ તો કુદરતી જ છે. એક તરફ વધતી જતી વસ્તીને લઈને ખેતીના ધંધા પર પડેલી વસ્તીનો બોજો વધતો જાય છે ત્યારે બીજી તરફથી એમાં ખેતીપર બીજા બીજા ધંધામાંથી બેકાર બનીને આવેલા લોકોનો બોજો પણ ઉમેરાતો જાય છે. આપણે ત્યાં ખેતીનો ધંધો એક રીતે જોતાં સૌથી સહેલો છે. તેથી જે કોઈ માણસનો ધંધો બંધ પડે તે તરત જ જમીન પર મજૂરી શોધવા માંડે છે. આમ જેને કામ જોઈએ છે તેને કામ ન મળવાને કારણે ધરતીમાતાને પહેલો ઘસારો પહોંચે છે–શ્રમલક્ષ્મીનો ક્ષય થાય છે.

બીજો ઘસારો આનાથી કંઈક સૂક્ષ્મ છે. એ છે વિદ્યાદેવીનો ક્ષય. આપણી કેળવણીનું મોં આજે શહેર તરફ વળી ગયેલું છે. જે ભારતદેશમાં રામ ને કૃષ્ણ જેવા રાજવંશી બાળકોને પણ શહેર છોડીને વન–ઉપવન કે ગામડાંગામમાં જીવનમાંથી સીધી વિદ્યા મેળવવા માટે જવું પડતું હતું, તે ભારતભૂમિના

ગામડાંમાં કેળવણી તો કહેવાપૂરતી જ રહી છે. આપણાં વિશ્વ-વિદ્યાલયોની હાલતનો અભ્યાસ કરવા માટે ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનના પ્રમુખપણા હેઠળ જે કમિશન નીમવામાં આવ્યું હતું તેણે આપેલા અહેવાલના ગ્રામ-વિદ્યાપીઠવાળા ભાગમાં આ મુદ્દા પર સારી પેઠે ધ્યાન ખેંચવામાં આવ્યું છે. એમાં અમેરિકન કેળવણીકાર ડૉ. મૉર્ગને એવી મતલબનું કહ્યું છે, "ઇતિહાસનો પાઠ છે કે જે દેશ પોતાના ગામડાંની કેળવણી અને ગામડાંની સંસ્કૃતિ અંગે લાપરવાહી દાખવે છે તેની સંસ્કૃતિ થોડી પેઢીઓમાં જ ખલાસ થઈ જાય છે." અને અહીં તો આપણી આખી કેળવણી કેમ જાણે ગામડાંથી તો રુસણું લઈને જ બેઠી છે. આ આપણાં ગામડાંનો બીજી જાતનો ઘસારો છે.

ત્રીજો ઘસારો રાજલક્ષ્મીનો છે. લોકશાહી અને મજબૂત મધ્યસ્થ સરકાર એ બે વાતનો મેળ પડે તેમ નથી. સાચી લોકશાહીમાં તો સત્તાનું વિકેન્દ્રીકરણ થવું જોઈએ. લોકશાહીનાં નાનાં નાનાં એકમોમાં જ્યારે સ્વતંત્ર શકિત પેદા ત્યારે લોકશાહીને ખરી કહી શકાય. આજે તો આપણા દેશમાં સૌથી ઓછી સત્તા જો કોઈ એકમના હાથમાં હોય તો તે ગામડાંના હાથમાં છે.

ભારતદેશના દર દસ માણસે નવ માણસ ગામડાંમાં જીવન ગાળે છે. એમનાં જીવનમાં-હિંદુસ્તાનના ગ્રામજીવનમાં-આ ત્રણ જાતનો ઘસારો પહોંચી રહ્યો છે તેને રોકવા માટે ભૂદાનયજ્ઞ આવ્યો છે. જેની પાસે જમીન નથી તેને

ભૂદાનયજ્ઞથી જમીન અપાય છે. એ રીતે એમને કામ કરવા માટે કાયમી સાધન મળી જાય છે. આજે જે ખરેખર ખેત-મજૂર છે એમને આનાથી કામ કરવાની તક મળે છે. આજે ભૂમિ વગરનો મજૂર એ જ આપણા દેશમાં સૌથી વધારે ચુસાયેલો ને કચડાયેલો માનવી છે. એને સ્વતંત્ર કામ મળી જતાં એનામાં નવું જોમ આવે છે. સાંકળની મજબૂતી કેટલી ગણાય? સાંકળની નબળામાં નબળી કડી જેટલી સબળી તેટલી જ સાંકળ સબળી. ભૂદાનની મારફતે આપણે દેશની સૌથી નબળી કડીને સબળી બનાવીએ છીએ. એટલે એનાથી આખા દેશની તાકાત વધે છે. આ વધતી જતી તાકાતમાંથી જે વાતાવરણ પેદા થાય છે તેનાથી ગ્રામોદ્યોગ, નઈ તાલીમ, વગેરે દેશનું ઘડતર કરનારાં કામો માટે રસ્તો મોકળો થાય છે. ભૂદાનયજ્ઞથી વિનોબા આપણી વ્યક્તિગત કુટુંબની ભાવનાને વિસ્તારીને 'આખું ગામ કુટુંબ છે' એવી ગ્રામપરિવારની ભાવના વધારવા માંગે છે. 'બધી ભૂમિ ભગવાનની'. એ એનું પહેલું પગથિયું છે. આ સૂત્રને માન આપીને પાંચસોથી પણ વધુ ગામોએ પોતાની તમામ જમીન દાનમાં આપી દઈ આ પહેલે પગથિયે પગ માંડી દીધો છે. આમાંથી જ નવી ગ્રામ રચનાનો પાયો નંખાશે, નવો માનવી સરજાશે અને નવો સમાજ રચાશે. આપણા ગામમાં શું પેદા કરવું, કેટલું બહારથી આણવું, આપણાં બાળકોને કેવું ભણતર ભણાવવું, આરોગ્ય, ન્યાય વગેરે કેવા હોય—એ બધી વાતો આ પાયા ઉપર જ આપણે વિચારીશું અને એને અમલમાં મૂકીને વિકાસ સાધીશું.

યજ્ઞનો બીજો ઉદ્દેશ હોય છે વાતાવરણની શુદ્ધિ કરવાનો. આજે સાપના લીસોટા જેવા જે હોમ-હવન થાય છે તેને અંગે પણ લોકો એવી આસ્થા ધરાવે છે કે એનાથી પાપ ધોવાય છે અને વાયુ શુદ્ધ થાય છે. વનસ્પતિ ઘીના ડબ્બા બાળવાથી હવાની શુદ્ધિ કેવી થતી હશે તે તો આપણે શું કહી શકીએ? પણ ભૂદાનયજ્ઞથી વાતાવરણની શુદ્ધિની જે વાત છે, તે તો છે અંતરને શુદ્ધ કરવાની વાત. આ યજ્ઞની એ ખૂબી છે કે એમાં આપનાર, લેનાર અને અપાવનાર ત્રણેયનાં ચિત્તની શુદ્ધિ થવાની શક્યતા પહેલી છે. સારું દાનતથી આપનારનાં ચિત્તની શુદ્ધિ થાય એ તો જાણે કે જાણીતી વાત છે. એ ભોગ તરફથી મોં ફેરવીને ત્યાગની દિશામાં વળે છે. એ આપે છે ત્યારે ભૂમિને માતા માનીને ભૂમિપુત્રોને એમનો હક આપે છે. એ બીજાને ભીખ નથી આપતો, પણ જાતે પ્રેમ તથા શ્રમનિષ્ઠાની દીક્ષા લે છે. આજ લગી એ પોતાને માટે સંઘરો કરતો હતો. આજથી એ બીજાને પોતીકાં માની એમને માટે કંઈક ત્યાગ કરશે. મોહમાં અશુદ્ધિ છે. પોતાના હૃદયનાં તાર દરિદ્રનારાયણનાં હૃદયના તારની સાથે જોડીને એ પોતાના આત્માને સોળે કળાએ પ્રગટાવે છે.

"જે ભૂમિ લે છે એની ચિત્તશુદ્ધિ કેવી રીતે થાય છે? એને તો મફતિયા જમીન મળે એટલે એના દિલમાં તો લોભ જ વધે ને? અથવા તો એ ગરીબડો દીન ભિખારી બને." આવો આરોપ કેટલીક વાર કરવામાં આવે છે. ભૂદાનયજ્ઞની

કામ કરવાની રીતને ઉપર ઉપરથી જોવાને કારણે જ આવો ખ્યાલ આવે છે. ખરું જોતાં એવું નથી. ભૂમિની વહેંચણી કઈ રીતે થાય છે તે સમજી લેવામાં આવે એટલે આ પણ બરાબર સમજાઈ જશે. અહીં આપણે એટલું જોઈ લઈએ કે ભૂમિદાનયજ્ઞ મારફત જમીન પામનારા ભૂમિહીનોની ચિત્તશુદ્ધિ કેટલી થઈ શકે તેમ છે. જે પરાધીન છે તેને વળી ચિત્તશુદ્ધિ કેવી? બીજાની જમીન પર કાયા ઘસનારું માણસ સાધારણ રીતે વધુ પડતા કામના બોજાથી બેવડ વળી જાય છે અને મનમાં ને મનમાં જ સમસમીને મીઠું બની જાય છે. પણ ચિત્તશુદ્ધિ કાંઈ પરાણે મનને મારવાથી નથી થતી; ચિત્તશુદ્ધિ સંયમથી થાય છે. ઉપવાસમાં જે શક્તિ હોય છે તે કાંઈ કોઠીમાં દાણા ખૂટે ને ફાકા કરવા પડે તેમાં થોડી જ હોય છે? જમીન મળે છે તેનાથી જમીન-વિહોણા માણસમાં સ્વમાનથી ટટાર ડોક રાખીને ચાલવાની હિંમત આવે છે. બીક ને સંકોચથી કોકડું વળી ગયેલો માણસ પોતાના પગ પર ઊભો રહેતો થાય અને નીડર બને તેમાં જ એની ચિત્તશુદ્ધિ છે. જો તૈયાર ઘડેલા રોટલા એમને નીરવામાં આવતા હોત તો એ જરૂર ગરીબડા ને દીન બનત. પણ ભૂદાનયજ્ઞ એમને ઘડેલા રોટલા નથી આપતો પણ રોટલા રળવાનું સાધન આપે છે, જાતે રળેલો રોટલો ખાવાનો દહાડો દેખાડે છે. જે ભૂમિરહિત ખેતમજૂર પારકાનાં ખેતર પર કામચોરી કરે છે તેને ભૂદાનયજ્ઞ શ્રમનિષ્ઠાની દીક્ષા આપે છે. એટલે કે ભૂદાનયજ્ઞ એને પોતીકી ભોંય આપે છે, એના પર એ જાતે જે દાણા પકવે છે, ખાય છે, તે એને મીઠા લાગે છે. આમ મહેનતનાં ફળ

મીઠાં છે એવી શ્રદ્ધા એને બંધાય છે. એની મહેનતથી જે અન્ન પાકે છે તે પેલા સંસ્કૃત કવિએ કહ્યું હતું તેવાં "घर्मजानि कुसुमानि" પસીનામાંથી પેદા થયેલાં ફૂલની જેમ દશે દિશાઓને સુગંધિત કરે છે. ચિત્તશુદ્ધિનું સૌથી વધુ રોમાંચક દૃશ્ય તો ભૂમિવિતરણ વખતે જ્યારે જમીનવિહોણાં વધુ હોય ત્યારે 'જમીન કોણ જતી કરે ને કોણ લે?' એ વાતનો નિર્ણય કરતી વખતે જોવા મળે છે. જ્યારે ભૂમિવિહોણા લોક પંચ તરીકે બેસે છે ત્યારે એમને મોંએથી પરમેશ્વર બોલે છે. પંદર મિનિટ પહેલાં જે માણસ એમ કહેતો હતો કે "મારે જમીન જોઈએ છે, મને આપો. હું ખેડીશ," તે જ માણસ પંચમાં બેસીને કહે છે કે "મારે જમીન જોઈએ છે તો ખરી, પણ મારા કરતાં પેલાને એની વધારે જરૂર છે. પહેલાં એને આપો." જ્યારે આખી દુનિયામાં "પહેલાં મને, પછી એને" એવું બૂમરાણ સંભળાય છે, ત્યારે ભૂદાનયજ્ઞમાં વિનોબાને પ્રતાપે જમીન-વિહોણા માણસ "પહેલાં એને, પછી મને" એવી માણસાઈનાં વેણ કાઢે છે. ચિત્તશુદ્ધિનો આનાથી ચઢિયાતો દાખલો બીજે ક્યાં જોવા મળે છે?

જે સેવકો ભૂમિદાનયજ્ઞમાં જમીન અપાવવાનું કામ કરે છે એમને માટે તો આપનાર ને લેનાર કરતાં પણ ચિત્તશુદ્ધિ વધુ નજીક છે. ભૂમિદાનયજ્ઞની સૌથી મોટી ખાસિયત એ છે કે એમાં યાત્રિકની રોજેરોજ ઉન્નતિ થતી રહે છે. યાત્રિક એટલે વિનોબા નહીં. વિનોબા તો ભૂમિદાનયજ્ઞ શરૂ થયો તે અગાઉ પણ રોજેરોજ વિકાસ કરનારા માનવી હતા. પણ આપણે તો અહીં દેશને ખૂણેખૂણે વિનોબાની કૂચકદમ સાથે

તાલ મેળવીને નીકળી પડનારા સેંકડો જાણીતા કે અજાણ્યા સેવકોની વાત કરી રહ્યા છીએ. એ વાત ખરી કે યાત્રિકોની આ યાત્રામાં ખોટી નામના, સફળતા મળે ત્યારે પેદા થતો અહંકાર, પક્ષાપક્ષીના કલહમાં ફસાઇ જવાનો સંભવ, ઝટઝટ ધાર્યાં પરિણામ લાવવાની અધીરાઇમાં સાચનો રસ્તો છૂટી જવો, વગેરે જોખમો પણ છે જ. પરંતુ એ બધાંથી બચાવે તેવાં શુદ્ધિના કોટકિલ્લા પણ ઘણા છે. આ સાધારણ સેવકોના રસ્તા પર કાંઇ કાયમ સફળતાનાં ફૂલની બિછાત નથી થતી. ઘણીવાર એમને નિષ્ફળતાના કાંટાળા રસ્તા ખૂંદવા પડે છે. નામના તો ઘેર રહી, પણ સેવકને કદીકદી તો પંદર પંદર દિવસ સુધી ટપાલ, છાપાં, રેલવે, મોટર વગેરે તમામ ચીજોથી વિખૂટા પડીને આ ઘેરથી તે ઘેર ભટકતાં ફરવું પડે છે. એને કોઇ નામથી પણ ઓળખતું નથી હોતું ને બે ટંક ખાવાનું પણ એને માંડમાંડ મળે છે. પક્ષાપક્ષીથી પર એવી પક્ષાતીત લોકશાહીનો વિચાર એ લોકોને સંભળાવે છે તેથી ઘણીવાર જુદા જુદા પક્ષોના બુદ્ધિશાળી લોકોની પણ એના પર કરડી નજર રહે છે. ભૂમિની વહેંચણીનો વખત આવી લાગે છે ત્યારે ભૂમિ મેળવતી વખતે એ સાચને કેટલો વળગી રહ્યો હતો તેની કસોટી થઇ જાય છે.

સેવકની ચિત્તશુદ્ધિ ઘણે મોટે ભાગે એણે જે વૃત્તિથી આ કામ ઉપાડયું હોય તેના પર આધાર રાખે છે. વિનોબાના કહેવા પ્રમાણે, જો ઘટઘટમાં સૂતેલા રામને જગાડવાની વૃત્તિ રાખેલી હોય તો એની ચિત્તશુદ્ધિ જરૂર થાય. એ એવી

શ્રદ્ધાથી ચાલે કે માણસ માત્રમાં સારપ હોય જ છે. આજના સમાજના વાતાવરણ અને આજની ઊંચીનીચી આર્થિક વ્યવસ્થાને કારણે એ સારપ છતી નથી થતી, ઢંકાયલી રહે છે. એના ઉપરથી રાખને ફૂંકીને અંગારાને ઝગાવવાનું કામ એ સેવકનું છે. એને જો અંગાર હાથ નહીં આવે તો પહેલાં તો બીજે કયાંય નહીં, પણ એ પોતાની અંદર જ એને શોધશે. એનાથી જ એનું ચિત્ત શુદ્ધ થશે. તદ્દન અણધાર્યા ખૂણેથી અચાનક જ ક્યાંક માણસાઈના દીવાનો ઝબકારો એની નજરે ચઢે છે. અને ત્યારે એ સેવકના આખા જીવનને અજવાળે એવો દીવો એના દિલમાં પેટે છે. માણસાઈને સગી આંખે જોવી, એની અડોઅડ જીવવું, એ બધા અનુભવ એને પોતાને માણસ બનવામાં અને બીજાને માણસ બનાવવામાં ભારે મોટી મદદ કરે છે. માણસના સદ્ગુણોના દરવાજામાં થઈને એમના અંતરમાં વસી જવાની કળા હાથ કરતાં કરતાં સેવક જાતે પણ સદ્ગુણી બનતો જાય છે. આ સિવાય પણ સેવકની ચિત્તશુદ્ધિને માટે આ યજ્ઞમાં અનેક અવસર ઊભા થાય છે. રોજ ભાતભાતના લોકોમાં હળવાભળવાને કારણે સહેજે એની અંદર વિનય, સુશીલપણું અને ધીરજના ગુણો ખીલી ઊઠે છે. એ દરિદ્રનારાયણની સાથે સહાનુભૂતિ પ્રગટાવનારો કાર્યક્રમ ઉપાડી લે છે તેથી એના દિલમાં સાદાઈ એની મેળે ઊગે છે. પદયાત્રા વગેરેને લઈને એનાં પરિશ્રમ-નિષ્ઠા (મહેનત માટેની શ્રદ્ધા અને માન) તેમ જ વિચારશીલતા (વિચાર કરવાની ટેવ) પણ વધે છે.

ભૂદાનયજ્ઞમાં આપનારની, લેનારની અને અપાવનારની, એમ અંતઃકરણની ત્રેવડી શુદ્ધિ થાય છે. અંતરની આ શુદ્ધિનો ચેપ બીજાને પણ લાગ્યા વિના નથી રહેતો. આ રીતે આ યજ્ઞનો, વાતાવરણની શુદ્ધિ કરવાનો જે બીજો હેતુ છે તે બહુ ઉત્તમ રીતે પૂરો થાય છે.

યજ્ઞનો ત્રીજો હેતુ છે—ફળ પ્રાપ્તિ. ભૂદાનયજ્ઞમાંથી જે ફળ મેળવવું છે તેનું હાલ તરતનું સ્વરૂપ તો જગજાહેર છે. ગામની બધી જમીન ગામની કરી નાંખવી, બીજા શબ્દોમાં ગામની ભૂમિનું ગ્રામીકરણ કરવું, ગામડામાં પ્રેમભાવની સ્થાપના કરવી, કુટુંબ-ભાવનાને વ્યાપક કરીને वसुधैव कुटुंबकम् (આખી દુનિયા એક કુટુંબ બને એવી ભાવના)ની દિશામાં પહેલું પગલું માંડવું-એ છે ભૂદાનયજ્ઞનો તાત્કાલિક હેતુ. પણ ભૂદાનયજ્ઞમાંથી જે ફળ પ્રાપ્ત કરવું છે તે કેવળ ભૂમિની ફેરવહેંચણીથી જ પૂરેપૂરું મળી જતું નથી. ભૂદાન-યજ્ઞની પાછળ મૂળ વિચાર છે સામ્યયોગનો. સામ્યયોગ અને ભૂદાન-આંદોલનના રાજકીય અને સાંસ્કૃતિક પાસાંઓની આગળના એક પ્રકરણમાં ચર્ચા આવશે. અહીં તો આપણે કેવળ એક જ શબ્દની છણાવટ કરી લઈશું. વિનોબા એ શબ્દ વારંવાર વાપરે છે. ગાંધીજી પણ પોતાના સ્વપ્ન મુજબના સ્વરાજનું ચિત્ર દોરવામાં એ શબ્દ ઘણીવાર વાપરતા. શબ્દ છે-"રામરાજ્ય." કેટલાક જણને એ શબ્દમાં જૂનવાણી-પણાની ગંધ આવે છે ને કેટલાકને તો કોમવાદની પણ બદબૂ આવી જાય છે! પણ આપણે એ ન ભૂલવું

જોઈએ કે આપણા દેશની આમજનતા જનતંત્ર, ગણતંત્ર કે સમાજવાદી વ્યવસ્થા વગેરે શબ્દો કરતાં 'રામરાજ્ય' શબ્દને ઘણી વધારે સારી રીતે જાણે છે. ગાંધીજી દેશની નાડ પારખતા અને લોકોને સમજાય તેવી ભાષા બોલતા. ભૂદાનયજ્ઞથી જે ફળ મેળવવું છે તેને વિનોબા 'રામરાજ્ય' કહે છે. તુલસીદાસજીના શબ્દોમાં આપણે એ રામરાજ્યની વ્યાખ્યા જોઈએ. એમણે "पराधीन सपनेहु सुख नाहीं" એ એક મહાન મંત્ર આપેલો. તે તો આપણા દેશના લોકોએ મોંઢે કરી લીધો. એ મંત્રમાંથી આપણા દેશની પહેલી માંગણી, સ્વતંત્રતાની માંગણીનો નાદ દેશભરમાં ગાજતો થયો. એ જ રીતે ગોસ્વામીજીએ રામરાજ્યનું વર્ણન આવી પંક્તિઓમાં કર્યું છેઃ

"बैर न कराहि काहु सन कोई।
राम प्रताप विषमता खोई॥"

(કોઈ કોઈની સાથે વેર નથી કરતું, રામને પ્રતાપે બધાંએ અસમાનતા છોડી દીધી છે.)

ફ્રાન્સની ક્રાંતિ વખતે જે ભાષા વપરાતી તે ભાષામાં આ પદના પહેલા ભાગનો અનુવાદ કરીએ તો 'બંધુતા' (ભાઈચારો) એવો અર્થ થાય અને પાછલા ભાગનો 'સમાનતા' એવો અર્થ થાય. આમ રામરાજ્ય એટલે, ફ્રેંચ ક્રાંતિની ભાષામાં, સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા. ફ્રાન્સ દેશે આ ત્રણ શબ્દો આપ્યા છે. પણ એમની ક્રાંતિથી માત્ર 'સ્વતંત્રતા' એ એક જ ધ્યેય સિદ્ધ થયું. સમાનતા ને બંધુતા બાકી રહી ગયાં.

પછી દુનિયાએ બીજી ક્રાંતિ ભાળી રશિયાની. એમાં સમાનતા કેટલેક અંશે સિદ્ધ થઈ. પણ બંધુતાને ને એને છેટું પડી ગયું, ને તેથી સ્વતંત્રતા ઝૂંટવાઈ ગઈ. પણ આજે આપણા દેશમાં જે ક્રાંતિ થઈ રહી છે; તેની શરૂઆત જ બાપુજીએ બંધુતાથી કરી છે. બંધુતાની મારફતે જ એમણે સ્વતંત્રતા આણી છે ને હવે વિનોબા એમને જ પગલે ચાલીને બંધુતાની મારફતે જ સ્વતંત્રતાને ટકાવી રાખવા માંગે છે ને સમાનતા સ્થાપવા માંગે છે. આમ આપણે જોઈએ છીએ કે ભૂદાન-યજ્ઞથી દુનિયાના ઇતિહાસનું એક અનોખું પાનું લખાઈ રહ્યું છે. ખરું જોતાં તો આ પ્રેમમયી ક્રાંતિ આણીને વિનોબાએ અહિંસાની દિશામાં જગતને એક આગળનું ડગલું ભરાવ્યું છે. બુદ્ધ, મહાવીર, ને ઈસુખ્રિસ્તે જગતને અહિંસા શીખવી. એ અહિંસા વ્યક્તિના પોતાના જીવન પૂરતી હતી. ગાંધીજીએ એક ડગલું આગળ ભર્યું અને રાજકારણના ક્ષેત્રમાં સત્યાગ્રહના અમોઘ શસ્ત્રથી અહિંસાનો પ્રવેશ કરાવ્યો. વિનોબા આજે એ જ અહિંસાનો પ્રવેશ અર્થકારણના ક્ષેત્રમાં ભૂદાનયજ્ઞ દ્વારા કરાવી રહ્યા છે.

: ૪ :

## વિચાર-ભૂમિકા—૨

કદી કદી વિનોબા એવી વાતો કહી નાંખે છે કે લોકોને આઘાત લાગે છે. કેટલાક 'શિક્ષિત' કહેવાતા લોકોને તો વિનોબાના શબ્દોમાં અભિમાનનો રણકો પણ સંભળાવા માંડે છે. પણ એમનાં એકેએક વચનની પાછળ લાંબા કાળની તપસ્યા અને ઊંડા ચિંતનનું બળ રહેલું હોય છે. જડ અને ચેતન એ શબ્દોને સમજાવતાં વિનોબાએ એમ કહ્યું કે, "જડ ગમે તેટલું મહાન હોય તોપણ ચેતનનું મહત્ત્વ જડ કરતાં વધારે છે. હિમાલય મહાન છે, પણ જડ છે. વિનોબા નાનો છે પણ એ ચેતન છે. વિનોબા ધારે તો હિમાલયને ઉત્તરમાંથી દક્ષિણમાં ફેંકી દઇ શકે." એ સાંભળીને લોકોનાં તો મોં પહોળાં થઈ ગયાં. પણ વિનોબાએ બીજું વાક્ય કહીને પહેલા વાક્યનો મર્મ સમજાવ્યો ત્યારે એનાથી લોકોમાં નવચેતનનો સંચાર થયો. સરખામણી હિમાલય અને વિનોબાની વચ્ચે નથી, પણ જડ ને ચેતનની વચ્ચે છે. એમણે કહ્યું: "વિનોબા તો ચેતન છે. કાલે એ ધારે તો તિબેટ જતો રહે, ને તો હિમાલય એની દક્ષિણે થઇ જાય. પણ હિમાલય ગમે તે ધારે તોય એ એક તસુ પણ ખસી શકે તેમ નથી." ભાષા ચમત્કારિક હતી, પરંતુ એનાં પાછળ ચિંતન પણ હતું.

ઉત્તરપ્રદેશના અકબરપુરથી વિનોબાએ ભારતવાસીઓ

લેગ એક અપીલ બહાર પાડી હતી. એ અપીલમાં એમણે ભૂદાનયજ્ઞ અંગે ત્રણ દાવા કર્યા હતા. એ ત્રણેય દાવા એવા છે કે પહેલી નજરે તો એમ જ થાય છે કે જમીનનો હાથ-બદલો કરવાના આ એક અખતરાને માટે આવા આવા મોટા દાવા કરવાનો શો અર્થ ?

પણ ઊંડા ઊતરીને વિચારીએ તો આપણને ખબર પડી જાય કે એ જ ત્રણ દાવામાં ભૂદાનયજ્ઞની વિચાર-ભૂમિકાની સાફ સાફ માંડણી થઈ ગઈ છે. ચાલો ત્યારે આપણે એ દાવાઓ તપાસીએ. વિનોબા એમની અપીલમાં કહે છે કે, "આ કામને અંગે મારો ત્રેવડો દાવો છે. એક તો એ કે એ ભારતીય સંસ્કૃતિને અનુકૂળ છે. બીજો એ કે એમાં સામાજિક અને આર્થિક ક્રાંતિનાં બીજ છે. ત્રીજો એ કે એનાથી દુનિયામાં શાંતિ સ્થાપવાના કામને મદદ મળે તેમ છે."

શું આ કાર્યક્રમ ભારતીય સંસ્કૃતિને અનુકૂળ છે ? ઉપનિષદ્, ગીતા, વર્ણાશ્રમ-વ્યવસ્થા, સંતોની પરંપરા વગેરેની સાથે આ કામનો મેળ પડે છે ? હા. વેદે આપણને શીખવ્યું કે ભૂમિ આપણી માતા છે. એ માતાનો પુત્ર આજે એનો સ્વામી બનવા માંગે છે. એ પાપને ધોઈને સ્વામિત્વનું વિસર્જન કરવાનો કાર્યક્રમ ભૂદાનયજ્ઞ આપણી સામે મૂકે છે. ઉપનિષદોએ આપણને શીખવ્યું હતુંઃ—

> ઈશનો આવાસ આ આખું જગત
> જીવન અહીં જે કંઈ તેમાં તે વસે.

તેથી કરીને ત્યાગ એનું નામ લઈ,
ભોગવ ભલે જે કાંઈ હો સહેજે મળ્યું.

ભૂદાનયજ્ઞ એ ઈશાવાસ્ય ઉપનિષદ્‌ના આ મંત્રને આજના જમાનામાં જીવનમાં ઉતારવાનો પ્રયત્ન છે. એમાં સંપત્તિને ઈશ્વરની બક્ષિસ માનવામાં આવે છે અને त्यक्तेन भुंजीथाः એટલે કે "ત્યાગીને ભોગવો" એ એનું નીતિસૂત્ર ગણાય છે. અને વિનોબાનું તો આખુંયે જીવન ગીતાજીના તત્ત્વજ્ઞાન ઉપર જ ઊભું છે. એમની તપસ્યાને અંતે વરદાનમાં જે ફળ મળ્યું છે તે આ યજ્ઞ છે. એ યજ્ઞ બધી રીતે ગીતાજીના આદેશ સાથે બંધબેસતો આવે છે. તેથી તો વિનોબા વારંવાર પોતાની શ્રદ્ધા જાહેર કરે છે કે જે કોઈ "ગીતા-પ્રવચન" વાંચશે ને સમજશે તે જરૂર દાન આપશે. ગીતાજીના આદર્શ મૂર્તિ છે–સ્થિતપ્રજ્ઞ. એ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો ગણાવતાં પહેલી વાત કહી છે કે "મનની કામના સર્વે છોડીને આત્મમાં જ જે" અને એનું પૂરું વર્ણન કરી રહ્યા પછી પણ અંતે એમ કહ્યું છે કે "સર્વકામ પરિત્યાગી ફરે જે નર નિસ્પૃહ." ભૂદાનયજ્ઞ કામના છોડવાનો કાર્યક્રમ નથી તો બીજું શું છે? વધુ શું કહીએ? ભૂદાનયજ્ઞના ખાસ ખાસ બધા જ શબ્દો–આખી પરિભાષા જ–વિનોબાએ ગીતામાંથી લીધી છે. દાન, યજ્ઞ, તપ–એ ત્રણેય ગીતાના પ્રિય શબ્દો છે. સામ્ય-યોગ શબ્દ પણ વિનોબાએ ગીતામાંથી જ શબ્દો લઈને ઘડ્યો છે.

ગીતાના છઠ્ઠા અધ્યાયના ૨૯ થી ૩૨ એ ચાર શ્લોકના ચતુષ્ટયને વિનોબા ગીતાના સારરૂપ માને છે, ને એમાં સામ્ય-

યોગીનું સમગ્ર દર્શન છે. પછી ૩૩મા શ્લોકમાં અર્જુન સામ્યથી સિદ્ધ થનારા યોગને અંગે પ્રશ્ન પૂછતાં કહે છે : योऽयं योगः त्वया प्रोक्तं साम्येन मधुसूदन આનો મરાઠી ગીતાઈમાં અનુવાદ કરતાં વિનોબાએ લખ્યું :—

तुं बोलिलास जो आतां साम्ययोग जनार्दना

આ રીતે વિનોબાએ ગીતા ઉપરથી સામ્યયોગ શબ્દ લીધો છે.

ભારતીય સંસ્કૃતિમાં સમાજરચનાને માટે જે વર્ણાશ્રમ-વ્યવસ્થાની કલ્પના કરવામાં આવી હતી તે કલ્પનાને પણ ભૂદાનયજ્ઞ અનુકૂળ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને શૂદ્ર એ ચાર વર્ણો પૈકી વૈશ્ય સિવાયના બીજા ત્રણ સંપત્તિનો સંગ્રહ કરે એવી એ વ્યવસ્થામાં જોગવાઈ જ નથી. વૈશ્યોને પણ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ત્રણ આશ્રમોમાં સંપત્તિનો સંગ્રહ કરવા સામે નિષેધ ફરમાવવામાં આવ્યો છે. એ માત્ર ગૃહસ્થ-આશ્રમમાં જ સંપત્તિનો સંગ્રહ કરી શકે છે અને તે બીજા વર્ણોના પોષણને માટે હોય છે. ગૃહસ્થાશ્રમનો આદર્શ તો એ જ છે કે વહેલામાં વહેલા અને સહજ ભાવે વાનપ્રસ્થાશ્રમ સુધી કઈ રીતે પહોંચાય. ભારતના સંતોએ પણ એ જ ત્યાગની વાણી સદીઓ થયાં ઉચ્ચારી છે. સંત-શિરોમણી કબીર સાહેબ કહે છેઃ—

पानी बाढो नावमें, घरमें बाढो दाम ।
दोनों हाथ उलीचिये, यही सयानो काम ॥

કબીર સાહેબની આ ઉપમા તો વિનોબાજીને ખૂબ જ ગમે

છે. વારંવાર આ ઉપમાને તેઓ વિસ્તારથી સમજાવે છે. એ જ રીતે ગોસ્વામી તુલસીદાસજીનાં " सबै भूमि गोपालकी " અને " संपत्ति सब रघुपतिकी आही " એ વાકયો તો ભૂદાન ને સંપતિદાન આંદોલનોના મુખ્ય મંત્રો જેવાં જ બની ગયાં છે. તો શું એમ માનવું કે વિનોબા પણ આ સંતોની જેમ જ ફરી એકવાર રટણ કરી રહ્યા છે? એ વાત સાચી છે કે વિનોબા એ સંત-પરંપરાના એક સંત છે, તેથી એમને મોંએ આપણને જૂના સંતોની વાણી સાંભળવા મળે. પરંતુ વિનોબાની વાણીમાં એક વિશેષતા છે, જે ગાંધીજીની વાણીમાં હતી. સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ વગેરે એ સંતોની વાણીમાં વ્યક્તિગત ગુણોને સ્વરૂપે દેખા દેતા હતા. ગાંધીજી અને વિનોબા બંનેએ એ ગુણોને સામાજિક મૂલ્યોમાં પલટી નાંખ્યા. આ રીતે જ્યારે વ્યક્તિગત ગુણ સામાજિક મૂલ્ય બની જાય છે ત્યારે એમનામાં સામાજિક ક્રાંતિની શકિત આવે છે. સત્ય-અહિંસા વ્યક્તિગત ગુણ હતા. લોકો માનતા કે અંગત જીવનમાં સત્ય-અહિંસાનું આચરણ કરવું જોઈએ. પણ રાષ્ટ્રોના મામલામાં અસત્યનું આચરણ કરવું એ તો મુત્સદ્દીપણું ગણાતું હતું અને હિંસાને તો 'યુદ્ધ'ને નામે પૂજીને કવિઓ એના પર મહાકાવ્યો લખતા હતા! પરંતુ ગાંધીજીના સત્યાગ્રહે સત્ય-અહિંસાને સામાજિક મૂલ્ય બનાવ્યાં, અને એમાંથી મહાન બ્રિટિશ સલતનતની સામે બાથ ભીડવાની તાકાત ઊભી થઈ. ગાંધીજીએ સત્યાગ્રહ મારફતે આપણામાં પેઠેલી બીકને કાઢીને-ભય-નિરસન કરીને-જે સેવા બજાવી છે, તેવી જ સેવા

વિનોબા ભૂદાનયજ્ઞ દ્વારા લોભ–નિરસન કરીને બજાવી રહ્યા છે. અપરિગ્રહ અને અસ્તેયના ગુણોને સામાજિક રીતે ઉપયોગમાં લેવાની પાછળ આશય શો છે ? એ જ કે જે રીતે સમાજમાં ચોરી સામાજિક ગુનો મનાય છે, તે જ રીતે ખોટી સંઘરાખોરીને પણ સમાજ ગુનો માને. જેવી કાંચન-મુક્તિને રામકૃષ્ણ પરમહંસ દેવે પોતાના અંગત જીવનમાં સિદ્ધ કરી હતી, તેવી જ કાંચન-મુક્તિને વિનોબાના સ્વપ્નનો સામ્યયોગી સમાજ સામાજિક જીવનમાં સફળ કરી બતાવશે.

શું વેદ, શું ઉપનિષદ્, શું ગીતા કે શું સંતો, બધાને મોંએથી જે અપરિગ્રહનો મંત્ર નીકળ્યો છે, એનું જ સામાજિક સ્વરૂપ આજે ભૂદાનયજ્ઞને રૂપે આપણે જોઇ રહ્યા છીએ. ખરું જોતાં તો વિનોબાને મુખેથી આજે ભારતીય સંસ્કૃતિ જ એના ધીર ગંભીર અવાજે બોલી રહી છે.

ભૂદાનયજ્ઞને અંગે વિનોબાનો બીજો દાવો એ છે કે એમાં આર્થિક અને સામાજિક ક્રાંતિનાં બીજ રહેલાં છે. આ વાતને સમજતાં પહેલાં આપણે એ જોઈ લેવું ઘટે કે આપણી આર્થિક સમસ્યા શી છે ? એ જ ને કે, જેને ભૂખ છે તેની પાસે અન્ન નથી અને જેની પાસે અન્ન છે તેને ભૂખ નથી ? આ સમસ્યા આપણી આર્થિક વ્યવસ્થાએ ઊભી કરી છે. આપણી આર્થિક વ્યવસ્થા મૂડીવાદી વ્યવસ્થા છે. એનો સિદ્ધાંત છે કે દરેક વ્યક્તિ પોતાની ઉન્નતિ કરે તો સમાજની ઉન્નતિ આપમેળે થઈ જશે. "વધુમાં વધુ કામ લો અને ઓછામાં ઓછા દામ આપો" એ સિદ્ધાંતને મૂડીવાદ હોશિયારી માને

છે. પરિણામે સમાજનો દરેક માણસ પોતપોતાની ઉન્નતિ, પોતપોતાની પરિસ્થિતિ, બુદ્ધિ અને શક્તિ પ્રમાણે ઓછામાં ઓછું કામ કરીને અને વધુમાં વધુ દામ મેળવવાની દાનત રાખે છે. એનું ફળ એ આવે છે કે એકમેકના સ્વાર્થ ભટકાય છે. એમ બને કે જે વસ્તુથી મારી ઉન્નતિ થાય તેમ હોય તેનાથી તમારી અવનતિ થતી હોય. ડૉક્ટરની ઉન્નતિ પૈસા વધુ મળવાથી થાય છે અને રોગી જેમ વધે તેમ એના પૈસા વધે છે. તેથી લોકો બીમાર પડે એમાં જ એનો સ્વાર્થ સમાયેલો હોય છે. લોકોનો સ્વાર્થ સાજા રહેવામાં અને ડૉક્ટરનો સ્વાર્થ એ માંદા પડે એમાં રહેલો હોય છે. આ બે સામસામા અથડાય છે. એકની આફત એ બીજાની જયાફતનો મોકો બની જાય છે. આ મૂડીવાદની અંદર રહેલો વિરોધ છે, જે એને ખતમ કરશે. મૂડીવાદને ખતમ કરવા માટે બહારના કોઇ કારણની જરૂર નથી. એ પોતાના આ અંતર્ગત વિરોધથી જ મરશે. આપણી સામે પ્રશ્ન તો એ છે કે મૂડીવાદી વ્યવસ્થા પોતાના અંતર્ગત વિરોધને કારણે આપઘાતને રસ્તે જઈ રહી છે, તે મૂડીવાદી વ્યવસ્થાને આપણે શા માટે વળગી રહીએ ? આપણે જો આ સામાજિક આત્મહત્યામાંથી બચવું હોય તો આપણે એ વ્યવસ્થાને બદલવી પડશે. આજની સામાજિક વ્યવસ્થામાં ધરમૂળથી પરિવર્તન કરવાં પડશે અને એવાં નવાં મૂલ્યો સ્થાપવાં પડશે કે જેથી કોઈ કોઈનું શોષણ ન કરે ને વ્યક્તિ અને સમાજના સ્વાર્થ એકબીજાની વિરુદ્ધ ન રહે પણ પૂરક બને. આ મૂલ્ય-પરિવર્તનની પ્રક્રિયાને જ ક્રાંતિ કહે છે.

ભૂદાનયજ્ઞમાં મૂડીવાદનાં બે મૂળભૂત મૂલ્યોના પરિવર્તનનો સંકેત રહેલો છે. મૂડીવાદનાં બે મૂલ્યો છેઃ નફો અને માલિકીની ભાવના. એ બે મૂલ્યોને આધારે જ મૂડીવાદ ઊભો છે. વિનોબા આપણને નફાની જગ્યાએ એક નવું મૂલ્ય આપે છે, જેનું નામ છે 'દાન' અને માલિકીની જગ્યાએ બીજું એક મૂલ્ય આપે છે, જેને કહે છે 'યજ્ઞ.' વિનોબાનાં દાન ને યજ્ઞમાં નફાના અને માલિકીના વિસર્જનનો સંકેત છે. મારી પાસે બાવીસ રોટલા હોય અને બેથી મારું પેટ ભરાય તેમ હોય, એવી હાલતમાં હું જો બાકીના વીસ રોટલા વહેંચી દઉં તો મેં મારો નફો વહેંચ્યો. એ થયું દાન. અમીર આપે છે તે દાન છે. હવે ધારો કે મારી પાસે ત્રણ જ રોટલીઓ છે અને પેટમાં છ રોટલીની ભૂખ છે. આવી હાલતમાં હું જો કોઈ ભૂખ્યાને માટે મારી ત્રણ રોટલીઓમાંથી દોઢ આપી દઉં છું, તો મેં મારા માલિકીના હકમાંથી વહેંચણી કરી. આ થયો યજ્ઞ. ગરીબ કરે છે તે યજ્ઞ છે. ક્રાંતિમાં ત્રણ વાનાં જરૂરી છે— ક્રાંતિનું ધ્યેય, મૂલ્ય-પરિવર્તન અને ક્રાંતિનાં પ્રતીક. મૂલ્ય-પરિવર્તનનો વિચાર આપણે ઉપર ટૂંકમાં જોયો. હવે આ ક્રાંતિના ઉદ્દેશ, કાર્યક્રમ અને પ્રતીકોને વિશે થોડા વિચાર કરી લઈએ.

આપણી ક્રાંતિનો ઉદ્દેશ સ્પષ્ટ છે. આપણે અમીરી-ગરીબીને ખતમ કરીને અમીર તથા ગરીબને બચાવી લેવા માંગીએ છીએ. સવાલ એ ઊભો થાય છે કે શું અમીરને ખતમ કર્યા વિના અમીરી ખતમ થશે? જાગીરદારોને માર્યા

વિનાં જમીન વહેંચી શકાશે ? અંગ્રેજોને માર્યા વિના અંગ્રેજી રાજ તો ગયું. રાજાઓને માર્યા વિના રજવાડાં પણ ગયાં. છતાં અમીરને માર્યા વિના અમીરી અને જમીનદારને માર્યા વિના જમીનદારી ન જઈ શકે, એવો વિચાર એ એક ખોટો સિદ્ધાંત છે. આ સિદ્ધાંતને આપણે આપણા જીવનનાં બે ક્ષેત્રોમાં લાગુ પાડીને જોઈએ. કેળવણીના ક્ષેત્રમાં શિક્ષકને આપણે એમ કહીશું ખરા કે અજ્ઞાનીને ખતમ કર્યા વિના અજ્ઞાન ખતમ નહીં થાય, માટે અમારા છોકરાને તું મારી નાખ ? આરોગ્યનું ક્ષેત્ર લો. ડૉક્ટરને જઈને આપણે એવું કહીશું ખરા કે રોગીને માર્યા વિના રોગ જશે નહીં માટે તું મારા બીમાર ભાઈને મારી નાંખ ? કેળવણી અને આરોગ્યનાં ક્ષેત્રમાં શિક્ષક અને ડૉક્ટરનો પુરુષાર્થ અજ્ઞાન અને રોગને ખતમ કરીને અજ્ઞાની તથા રોગીને ઉગારી લેવાનો હોય છે. બરાબર તે જ રીતે આર્થિક ક્ષેત્રમાં ક્રાંતિકારીઓનો પુરુષાર્થ ગરીબીને ખતમ કરીને ગરીબને ઉગારવાનો અને અમીરીને ખતમ કરીને અમીરને ઉગારવાનો હોય. શોષણહીન સમાજ-રચના, સર્વોદય અથવા સામ્યયોગનો આ જ ઉદ્દેશ છે.

સામ્યયોગી સમાજરચનાનો કાર્યક્રમ એ છે કે જેને ભૂખ છે એની પાસે દાણો પકવવાનું સાધન હોય, જેને ભૂખ નથી તેની પાસે એ ન હોય. એટલે કે ઉત્પાદનનાં સાધન ઉત્પાદકના હાથમાં સોંપવાં અને અનુત્પાદકની માલિકીને ખતમ કરવી, એ આ ક્રાંતિનો કાર્યક્રમ છે.

આ કાર્યક્રમને કેવાં સાધનોથી પાર પાડવો એની ચર્ચા નીકળે છે ત્યારે જ મતભેદને અવકાશ રહે છે. નહીં તો, બધા વિચારકો એ વિશે સહમત જ હોય છે કે ક્રાંતિની જરૂર છે. જરૂરિયાતવાળાને જરૂરિયાતની ચીજો મળે, ઉત્પાદનનાં સાધન ઉત્પાદકના હાથમાં આવે અને અનુત્પાદકની માલિકી ખતમ થાય, એ જ ક્રાંતિનો કાર્યક્રમ હોઇ શકે એ વિશે પણ મતભેદ નથી પડતો.

સાધનોની ચર્ચા કરતાં વિનોબાએ સારું માર્ગદર્શન આપ્યું છે. તેઓ કહે છે કે આજ લગી જે સાધનો ક્રાંતિ કરવા માટે વપરાયાં છે તેમાં જ હું ક્રાંતિ કરી રહ્યો છું. આજ લગી દુનિયાએ બે રસ્તા અજમાવ્યા છે: એક કતલનો અને બીજો કાનૂનનો. વિનોબા આજે ત્રીજો રસ્તો અજમાવી રહ્યા છે. એ છે કરુણતાનો, પ્રેમનો રસ્તો. કતલનો રસ્તો તામસિક રસ્તો છે, કાનૂનનો રાજસિક છે અને કરુણતાનો સાત્ત્વિક છે. અહીં એ ત્રણેયની થોડી ચર્ચા અપ્રસ્તુત નહીં ગણાય.

ભૂદાનયજ્ઞ કતલનો રસ્તો લેવાનો ઇન્કાર કરે છે. આ નિષેધ માત્ર એટલા માટે નથી કે બુદ્ધ, મહાવીર, ઈસુ અને ગાંધીએ આપણને અહિંસાનો ઉપદેશ કર્યો છે. ક્રાંતિકારીઓ કદી 'આ પૈગમ્બર છેલ્લો છે,' એવા અંતિમ-પૈગમ્બર-વાદમાં નથી માનતા. મહંમદ સાહેબે કહ્યો તે છેલ્લો શબ્દ, તે પછી નવો વિચાર થાય જ નહીં; કાર્લ માર્ક્સે ચીંધ્યો એ જ ક્રાંતિનો અંતિમ રસ્તો, એમાં કશો મીનમેખ થાય જ નહીં; ગાંધીજી

કહી ગયા એ જ છેલ્લી વાત, એનાથી આગળ વિચાર વધે જ નહીં; આવું આવું માનવું એ ઘાણીના બળદ જેવું કટ્ટર રૂઢિચુસ્તપણું છે. ક્રાંતિકારી તો નિત્ય વિકસતાં જીવનની સાથે સાથે પોતાના વિચારોનો પણ વિકાસ કરતો રહે છે. ક્રાંતિની ઈષ્ટદેવી સરસ્વતી છે. ક્રાંતિને વિચારની શક્તિ પર શ્રદ્ધા હોય છે, કોઈ એક વ્યક્તિના શબ્દને ક્રાંતિકારી છેવટનો નથી માનતો.

તેમ છતાં ભૂદાનયજ્ઞ કતલના રસ્તાનો નિષેધ કરે છે. શા માટે? કારણ કે કાપાકાપીથી કોકડું ઊકલતું નથી પણ એક કોકડાને ઠેકાણે અનેક કોકડાં ઊભાં થાય છે. એ રસ્તો તો બુદ્ધિ બદલવાને બદલે માથું જ કાપી નાંખવાનો રસ્તો છે. કતલના રસ્તાની બીજી ખોડ એ છે કે કતલથી શાંતિ નથી થતી, પણ એક હિંસામાંથી બીજી હિંસા એમ હિંસાનો વસ્તાર વધતો જ જાય છે. આગથી આગ નથી બુઝાતી. કતલના રસ્તાની ત્રીજી ત્રુટિ એ છે કે હિંસાથી જે ક્રાંતિ થાય તેમાં પ્રતિ-ક્રાંતિ (વળતી ક્રાંતિ)ની શકયતા માથે ઝઝૂમતી જ રહે છે. દુનિયાભરની હિંસક ક્રાંતિઓનો એ જ અનુભવ છે. આપણી ક્રાંતિ તો એવી થાય છે કે એમાં જે વર્ગને પલટવાનો છે એ પોતે જ સહકાર આપે છે. તેથી એમાં વળતી ક્રાંતિનું જોખમ નથી રહેતું. કતલના રસ્તાની સૌથી મોટી ખામી એ છે કે એ રસ્તો લોકશાહીનો રસ્તો બની શકે તેમ નથી. હિંસા કદી પણ બધાંયનું હથિયાર બની શકતી નથી. એ કાયમ થોડાક ચુનંદા લડવૈયાઓનું જ હથિયાર રહેશે. કતલને રસ્તે જે ક્રાંતિ થાય છે એમાંથી છેવટે લશ્કરશાહી (મિલિટરીઝમ) જ પેદા

છે, લોકશાહી પેદા થતી નથી. કતલના રસ્તાની વિરુદ્ધ આનાથી વધુ દલીલો કરવાની જરૂર નથી. આજકાલ જે કતલના રસ્તાની વાતો કરે છે તેઓ પણ શાંતિને નામે જ કતલની હિમાયત કરતા હોય છે !

પણ કાનૂનનો રસ્તો કતલ કરતાંય વધુ લોભામણો છે. જે કામ કાનૂનની એક કલમને ગોદે થઈ શકે છે તે કરવા માટે વિનોબા શીદને આમ ઘેરઘેર ભટકતા ફરતા હશે ? એક વાત સાફ સમજી લઈએ કે વિનોબા કતલના રસ્તાનો જેવો નિષેધ કરે છે તેવો કાનૂનના રસ્તાનો નિષેધ કરતા નથી. દિલ્હીની લોકસભામાં જો એવો કાયદો થતો હોય કે જમીનની માલિકી હવે ગામની ગણાશે તો વિનોબા એની વિરુદ્ધ ઉપવાસ કરવા નહીં બેસે કે પિકેટિંગ કરવા નહીં જાય. તેઓ એવા કાયદાને આવકાર જ આપશે. પણ તેઓ કાનૂનના રસ્તાની મર્યાદાઓ જાણે છે, તેથી એમણે એવો રસ્તો લીધો છે જે સૌથી વધુ અસરકારક છે અને સૌથી વધુ ઊંડાણમાં જનારો છે.

કાનૂનની મર્યાદાઓ શી છે ? કાયદો વધુમાં વધુ કાંઈ કરી શકે તો તે માણસને ખોટું કામ કરતાં અટકાવી શકે છે. પણ એ માણસને સારું કામ કરવાની પ્રેરણા નથી આપી શકતો. કાયદો બૂરાઈ અટકાવી શકે, ભલાઈ પ્રેરી ન શકે. કાયદાની બીજી મર્યાદા એ છે કે એ અધિકાર આપે છે, પણ એ અધિકારનો ઉપયોગ કરવાની તાકાત કાયદો નથી

આપી શકતો.*

કાયદાની બીજી એક નબળાઇ એ છે કે લોકમતના ટેકા વિના ગમે તેટલો સારો કાયદો હોય તો પણ તે અસરકારક નથી નીવડતો. મૂડીવાદમાં કાયદાનો આધાર પૈસો (ધનબળ) બને છે. લશ્કરશાહીમાં કાયદાનો આધાર શસ્ત્રબળ બને છે. પણ જ્યાં લગી એને જાગ્રત લોકમતનો આધાર ન મળે ત્યાં સુધી (લોકોને માટે) કાયદો નકામો સાબિત થાય છે. આ લોકમત કઇ રીતે જાગ્રત થાય? ભૂદાનયજ્ઞ જેવા લોકોના આંદોલનથી જ લોકો જાગ્રત થાય છે. જ્યારે હિંદુસ્તાનનાં નાનાં નાનાં છોકરાં એમ કહેતાં થઇ જશે કે જમીન પર માલિકી તો માત્ર ભગવાનની (એટલે કે, સમાજની) છે, ત્યારે વ્યકિતગત માલિકીનો છેડો લાવનારો કાનૂન બનવામાં જરાયે વાર નહીં લાગે.

કાયદાને રસ્તે એક જોખમ કાયદાબાજીના કળણમાં ફસાવાનું હોય છે. કાયદાબાજીનું કળણ ભુલભુલામણી જેવું હોય છે. સાધારણ માણસ એમાં પડે તો માંડમાંડ પાછો નીકળી

*દા. ત.-કાયદાએ આપણને લૂંટયા બચવાનો હક આપ્યો છે. પણ અંધારી રીતે અજાણ્યે રસ્તે આપણે જોખમ લઇને જતા નથી. કારણ કાયદાએ હક આપ્યો હોવા છતાં આપણા પોતામાં લૂંટારાની સામે થવાની તાકાત નથી આવી. તેવું જ બાળલગ્ન, અસ્પૃશ્યતા-નિવારણ, સ્ત્રીઓની સમાનતા વગેરે માટેની કાયદેસરની જોગવાઇઓનું વહેવારમાં જોવા મળે છે. આ બધા કિસ્સામાં સમય ને નાણાં ખરચી શકીએ તો દાદ મળી શકે, પણ એકવાર બન્યું તે ન બન્યું નથી થતું. કેમકે કાયદાએ આપણી અંદર કશી શકિત પેદાવી હોતી નથી. —અનુ.

શકે છે. આ કાયદાબાજીનો દુરુપયોગ થવાનો, એક પર એક મુકદ્દમા ચાલતા રહેવા અને બંધારણને બદલી નાંખવાની કોશિશ થવાનો પણ સંભવ રહે છે. કાનૂની ક્ષેત્રની પ્રતિક્રાંતિ (Counter-revolution in the legal sphere) આને જ કહે છે.

આપણી બધી શક્તિ, એવી હાલતમાં, એ કાનૂની પ્રતિક્રાંતિનો મુકાબલો કરવામાં જ પૂરી થઈ જશે. બીજી પણ એક મુસીબત કાયદાને રસ્તે આવે છે. કાયદો બે પક્ષોની વચ્ચે પ્રેમ નહીં પણ કલહ પેદા કરે છે. આપણે ગરીબી ને અમીરીને ખતમ કરીને મનુષ્યને મનુષ્યની નજીક આણવો છે. આપણે માણસને માણસથી દૂર નથી કરવો. કાયદાને રસ્તે જતાં આપણો મૂળ હેતુ જ માર્યો જાય છે.

અમીરી-ગરીબીને ખતમ કરીને વર્ગ-નિરાકરણ કરવાનો જે રસ્તો વિનોબાએ અપનાવ્યો છે તે છે કરુણાનો માર્ગ. કરુણા એટલે એકલી દયા નહીં. દયાની સાથે જ્યારે એને અનુરૂપ ક્રિયા ભળે ત્યારે એને કરુણા કહેવાય. કરુણાની આ પ્રક્રિયાનો આધાર માનવીનું મન બદલાય તેના પર છે. આ ક્રાંતિને કેવળ વસ્તુના પરિવર્તનથી સંતોષ નથી થતો, એની ઇચ્છા તો મનનું અને વૃત્તિઓનું પરિવર્તન કરવાની છે. ઇતિહાસમાં આજ લગી બે જાતનો પ્રયત્ન થયો છેઃ કેવળ સમાજને બદલવાનો કે કેવળ વ્યક્તિને બદલવાનો. કેવળ સમાજને બદલવાના પ્રયત્નમાં માનવી સરમુખત્યારશાહી સુધી પહોંચી ગયો. કેવળ મનુષ્યને બદલવાની કોશિશમાં એ સમાજને ત્યાગીને હિમાલયની ગુફામાં પેસી ગયો. બંને

એકાંગી માર્ગ નીવડયા. ભૂમિદાનયજ્ઞ વ્યક્તિ અને સમાજ બેયને સાથે સાથે બદલવા માંગે છે. તેથી જ એની ક્રાંતિ વિચાર-પરિવર્તન, હૃદય-પરિવર્તન અને પરિસ્થિતિ-પરિવર્તન એવા ત્રેવડા કાર્યક્રમ ઉપર આધાર રાખે છે. આ ત્રણેનો એક એવો ત્રિકોણ બને છે જેની ત્રણેય ભુજાઓ એકમેક પર અસર કરે છે. વિચાર-પરિવર્તનથી પરિસ્થિતિ બદલાઈ શકે છે અને પરિસ્થિતિ બદલાતાં વિચાર બદલાઈ શકે છે. ભૂમિદાનયજ્ઞમાં કેટલાક લોકો જમાનાનાં વહેણ જોઈને વિચાર-પૂર્વક દાન આપે છે, કેટલાક દરિદ્રનારાયણ પ્રત્યેના પ્રેમભાવને કારણે આપે છે. આવાં અનેક જણનાં દાનને કારણે વાતાવરણમાં એક એવી નૈતિક હવા જામે છે કે એની અસર હેઠળ બીજા લોકો પણ આપવા માંડે છે. હજારો ખેડૂતોનાં નાનાં નાનાં દાનોનો જે નૈતિક પ્રભાવ પડયો તેને લઈને જ કેટલાય મોટા જમીનદારોએ જમીનો આપી છે. આ પરિસ્થિતિ-પરિવર્તનને કારણે પલટાયેલા મનનો દાખલો છે.

કરુણાને માર્ગે ચાલનારો એવી શ્રદ્ધાથી ચાલે છે કે મનુષ્ય માત્રમાં કયાંક ને કયાંક સારપનો અંશ તો સંતાયેલો હોય જ છે. એને શોધવાની એ અખંડ કોશિશ કરે છે. કરુણાનો માર્ગ સફળ થશે કે નહીં એ હવે તર્ક વિતર્કનો વિષય નથી રહ્યો. એની સફળતા આજ સુધીમાં સિદ્ધ થઈ ચૂકી છે. લાખો લોકોનાં દાને, લગભગ હજાર જેટલાં ગામડાંના ગ્રામદાને તેમ જ અનેક પાવન પ્રસંગોએ માર્ગનું એ વહેવારુ-

પણ સિદ્ધ કરી આપ્યું છે. આ ક્રાંતિનું પ્રતીક છે જમીન, જેના પર પરિશ્રમ કરવાથી પરિશ્રમ કરનારાઓના યુગનો આરંભ થશે.

ભૂદાનયજ્ઞને માટે વિનોબાનો ત્રીજો દાવો એ છે કે એનાથી વિશ્વશાંતિ સ્થાપવામાં મદદ મળશે. કેટલો જબ્બર દાવો છે! મૂઠીભર જમીનના હાથબદલાના મામલાની સાથે કેટલી મોટી વાતને જોડી દીધી છે? આ દાવો સમજવા માટે આપણે જગતના રંગમંચને ટૂંકામાં અને નમ્રતાપૂર્વક સમજી લેવો જોઈએ. સામ્યવાદી અને મૂડીવાદી દેશો આજે એકમેકના ડરના માર્યા એકથી એક ચડે તેવાં સંહારક હથિયારોની શોધખોળ કરી રહ્યા છે. આ દેશો પૈકી એક છાવણી સરમુખત્યારશાહીમાં શ્રદ્ધા ધરાવે છે અને બીજી છાવણી લોકશાહીમાં શ્રદ્ધા રાખે છે. સરમુખત્યારશાહી ઝડપી પરિણામો આણી આપી શકે છે, તેથી તે આકર્ષક ભાસે છે. પરંતુ આપણે એને અપનાવી શકીએ નહીં, કેમકે સરમુખત્યારશાહીને માણસાઈ પર ભરોસો નથી હોતો. આધુનિક સરમુખત્યારશાહીના જનક હિટલરે પોતાની આત્મકથામાં પોતાના જીવનનો મૂળમંત્ર બતાવ્યો છે. એ કહે છે કે વીસ ગધેડાં ભેગાં કરવાથી એક માણસ નથી બનતો, એટલે કે પોતાની આજુબાજુનાં ગધેડાં પર રાજ કરવાને માટે પોતે પેદા થયો છે એવું હિટલર માનતો હતો. પોતાની આજુબાજુના દેશો પર રાજ કરવાનો જર્મનીને હક્ક છે, પોતાની આજુબાજુની જાતિઓ પર હુકમ ચલાવવાનો આર્ય-જાતિને જન્મસિદ્ધ હક્ક છે. એ બધા સિદ્ધાંતો ઉપર કહેલા

માનવીને માણસાઈને છાજતી આઝાદી ન આપવાના ઉપર રહેલા મૂળમંત્રમાંથી પેદા થયા છે. જે સિદ્ધાંત માનવીને માનવી નથી ગણતો, તે સિદ્ધાંત ગમે તેટલા ઝડપી પરિણામ આણી આપે તોય આપણે એને અપનાવી શકીએ નહીં. હવે રહી લોકશાહી. આજે હાલત એવી છે કે લોકશાહી દેશોમાં ક્રાંતિકારી શક્તિ જોવા મળતી નથી. ગરીબી અમીરીને ખતમ કરવાની તાકાત જે લોકશાહીમાં નથી, તે લોકશાહીનો અર્થ પણ શો? તેથી આજે દુનિયાના તમામ લોકશાહી દેશોની સામે સવાલ એ છે કે લોકશાહીમાં ક્રાંતિની શક્તિ કઈ રીતે પ્રેટે. આ પાયાના પ્રશ્નનો ઉત્તર ભૂદાનયજ્ઞ આપે છે. એ કહે છે કે જ્યાં સુધી આપણી લોકશાહી સંખ્યા–બળ પર નિર્ભર રહેશે (આકારાત્મક–*Quantitative* રહેશે) ત્યાં સુધી એનામાં ક્રાંતિની શક્તિ પેદા નહીં થાય. તે માટે લોકશાહીનો પાયો બદલીને આપણે એને ગુણાત્મક (Qualitative) બનાવવી પડશે. જે લોકશાહી માનવીના ગુણો પર ઊભી નહીં હોય, ને કેવળ સંખ્યાબળ પર ઊભી હશે તેમાં ક્રાંતિની તાકાત પેદા થશે નહીં. આકારાત્મક લોકશાહીમાં સેવા નહીં, પણ સત્તા કેન્દ્રમાં હશે. એવામાં માણસાઈના ગુણોનું વાવેતર થાય ક્યાંથી? અહીં વિનોબાનું ચાંડિલનું પેલું ભવ્ય પ્રવચન પ્રકાશ પાડે છે. એમાં એમણે હિંસાશક્તિની વિરોધી અને દંડ-શક્તિથી નિરપેક્ષ એવી સ્વતંત્ર જનશક્તિના નિર્માણ માટે આહ્વાન આપ્યું હતું* જ્યાં આ જાતની જનશક્તિ વિકસિત

* આ પ્રવચન માટે 'ક્રાંતિનું સાધુ' નામની વિનોબાની પુસ્તિકા જુઓ.

થાય છે, ત્યાં જ ગુણાત્મક જનતંત્ર (લોકશાહી) ની સ્થાપના થઈ શકે છે. અને એવી જનશકિત પેદા કરવાનો એકમાત્ર ઉપાય છે: ત્યાગમૂલક જન–આંદોલન. તેથી જ ભૂદાનયજ્ઞ વિશ્વશાંતિની દિશામાં માર્ગદર્શક નીવડે છે. ભૂદાનયજ્ઞથી ભારતીય જનતાની જનશકિત વધશે, એના ગુણનો વિકાસ થશે ને એનાથી આપણા દેશમાં એક એવું જનતંત્ર સ્થપાશે જે લોકશાહી સામેના ગરીબી–અમીરીના યક્ષપ્રશ્નનો* સચોટ જવાબ આપી ચૂક્યું હશે. જો લોકશાહીમાં ક્રાંતિની શકિત આવે તો લોકશાહી બચે. અને લોકશાહી બચે તો માનવતા બચે.

એક બીજા દૃષ્ટિકોણથી આ જ સવાલને જોઈ લઈએ. આજે રશિયા અને અમેરિકા બેય શાંતિની વાતો કરે છે. રશિયા શાંતિને માટે 'સ્ટાલિન–પ્રાઇઝ' કાઢે છે ને શાંતિને માટે દેશપરદેશમાં પ્રતિનિધિમંડળો મોકલે છે. પણ દેશના આંતરિક મામલાને ઉકેલવા માટે એની વર્ગવિગ્રહની નીતિ તો જગજાહેર છે. બહાર શાંતિ ને અંદર અશાંતિ એ રશિયાની રીત છે. અમેરિકા દેશ આંતરિક મામલામાં શાંતિની હિમાયત કરે છે. પણ આંતરરાષ્ટ્રીય મામલામાં એના અણુબૉમ્બના અખતરા જારી જ છે. અંદર શાંતિ ને બહાર અશાંતિ એ અમેરિકન રીત છે. આ બંને વિચારોથી સ્વતંત્ર એવી ભારતની વિદેશનીતિ છે. શ્રી. જવાહરલાલ નહેરુએ શાંતિનું જે

*યક્ષે યુધિષ્ઠિરને કહ્યું મારા પ્રશ્નનો જવાબ આપ તો ભાઈઓને જિવાડું નહીં તો એ મરી જશે. એના પરથી જે પ્રશ્ન પર જીવન–મરણનો આધાર હોય તે પ્રશ્નને યક્ષપ્રશ્ન કહે છે.

સૂત્ર પોકાર્યું છે તેના તરફ આખી દુનિયાએ આશાની મીટ માંડી છે. પણ જવાહરલાલના એ પોકારમાં બળ કયાંથી સીંચાશે ? દેશના પ્રશ્નો જો આપણે શાંતિથી ઉકેલી શકીશુ તો જ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં આપણે શાંતિની વાતો કરી શકીશું. જે મૂડીવાદ અને સામ્યવાદથી સ્વતંત્ર હોવાનો આપણો દાવો છે તેના દૂતો તો અમીરી ને ગરીબીને રૂપે આપણા દેશમાં મોજૂદ જ છે. આ બંનેને આપણે જ્યાં લગી હટાવીએ નહીં ત્યાં લગી આપણી આંતરરાષ્ટ્રીય શાંતિ–નીતિમાં કશી શકિત પુરાય નહીં. ભૂદાનયજ્ઞ આપણને એ શકિત આપે છે.

ભારતવર્ષનો ઈતિહાસ તપાસવાથી આપણને ખબર પડે છે કે આપણા દેશની બે ખૂબીઓ છે–ભારતે કદી કોઈ દેશ પર આક્રમણ નથી કર્યું અને ભારતમાં બહારથી જેટલી સંસ્કૃતિઓ આવતી ગઈ તે તમામે તમામને આ દેશે પોતાના વિશાળ હૃદય–સાગરમાં સમાવી લીધી છે. ઉત્તર ભારતની પહાડી આર્ય સંસ્કૃતિનો અને દક્ષિણ ભારતની સામૂહિક સંસ્કૃતિનો ભારતમાં સમન્વય થયો છે. ઉત્તર ભારતના બુદ્ધ–મહાવીરના આત્મજ્ઞાનની વિચારધારા દક્ષિણના રામેશ્વર સુધી પહોંચી ગઈ અને દક્ષિણના શંકરાચાર્ય, રામાનુજ અને માધવાચાર્ય જેવાઓએ ઉત્તરની વિચારધારામાં દક્ષિણ ભારતની ભક્તિધારાને મેળવી દીધી. ભારતમાં રાજ્ય તો અનેક હતાં, પણ સાંસ્કૃતિક રાજ તો કાયમ આસેતુહિમાચલ ( રામસેતુથી હિમાલય સુધી ) એક જ રહ્યું છે. તે પછી મુસલમાન આવ્યાં. એમનામાંથી કેટલાકે યુદ્ધનો રાહ અપનાવ્યો અને કેટલાકે

પ્રેમનો રાહ લીધો. પ્રેમનો રાહ લેનારાઓની આ દેશ પર ઊંડી અસર પડી. ઈસ્લામની એકતાએ આપણાં દેશની ભેદ-ભાવવાળી જાતિ–વ્યવસ્થા પર પુષ્કળ આઘાત કર્યા. આમ ભારતમાં જે સંસ્કૃતિનું રસાયણ ભઠ્ઠી પર ચઢ્યું હતું તેમાં વિજ્ઞાનની ખોટ હતી. યુરોપમાં એ વખતે વિજ્ઞાનની ઘણી શોધો થઈ. આ શોધખોળોથી સરસાઈ ભોગવતા અંગ્રેજોએ ભારતમાં પગદંડો જમાવ્યો અને આપણને ગુલામ બનાવ્યા, સંઘર્ષ શરૂ થયો અને સંઘર્ષની મારફતે જ જોઈતું સંમિશ્રણ થઈ ગયું. એ સંમિશ્રણ તે સામૂહિક અહિંસા. વિજ્ઞાનની પ્રગતિને લઈને આજે દુનિયા એટલી નાની બની ગઈ છે કે એમાં કોઈ આંદોલન તદ્દન અલગ ને છૂટું રહી શકતું નથી. એ સામૂહિક બની જ જાય છે. તેવું જ આપણી અહિંસાનું થયું. જમાનાની માંગ હતી સ્વતંત્રતા. આપણે નિઃશસ્ત્રી હતા અને અંગ્રેજો પ્રચંડ સેના ધરાવતા હતા. પરિસ્થિતિ આમ દરેક રીતે અહિંસા ધર્મને માફક આવે તેવી હતી. જમાનાની માંગણી જ્યારે ધર્મ સાથે ભળી જાય છે ત્યારે ધર્મ–ચક્ર–પ્રવર્તન થાય છે. યુગનો પોકાર જ્યારે એક મહાપુરુષને મુખેથી નીકળે છે ત્યારે એ પુરુષ યુગપુરુષ કહેવાય છે. ગાંધીજી આપણી વચ્ચે યુગપુરુષને રૂપે આવ્યા. એમણે જમાનાની માંગ–સ્વતંત્રતાને અહિંસાની સાથે સાંકળી દઈને ધર્મ–ચક્ર–પ્રવર્તન કર્યું. જગતને એમાંથી સામૂહિક અહિંસાની મહાન ભેટ મળી. વિશ્વ ઇતિહાસના વારાફેરામાં હવે ભારતનો વારો આવ્યો છે. જે સામૂહિક અહિંસાને રાજકારણને ક્ષેત્રે અજ-

માવીને એણે સ્વતંત્રતા હાંસલ કરી છે એ જ સામૂહિક અહિંસાને આર્થિક ને સામાજિક ક્ષેત્રે અજમાવીને એ જગતની સામે સર્વોદય સમાજનો આદર્શ થોડા જ વખતમાં રજૂ કરશે. મનુ મહારાજે હજારો વરસપર કહ્યું હતું. "स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः" પૃથ્વીના બધા લોકો ભારતની શ્રેષ્ઠ વ્યક્તિઓ પાસેથી ચારિત્ર્યના પાઠ શીખશે. આપણું સૌનું એ પરમ સદ્ભાગ્ય છે કે દુનિયાને આત્મજ્ઞાન અને વિજ્ઞાનના સંયોગથી પ્રગટેલી સામૂહિક અહિંસાના પ્રત્યક્ષ શિક્ષણ આપનારા બે બે યુગ પુરુષો આપણે સગી આંખે જોયા. એક મહાત્મા ગાંધી અને બીજા વિનોબા.

---

: ૫

## થોડુંક શંકા-સમાધાન

ભૂદાનયજ્ઞના વિચારની ભૂમિકા આપણે જોઈ લીધી છે. દેશ અને જગતના ઇતિહાસમાં પણ આ આંદોલન કઈ રીતે જરૂરી થઇ પડયું છે એ પણ આપણે જોઇ લીધું. ભૂદાન-યજ્ઞની વહેવારુ બાજુઓ વિશે આપણે આગળ વિચારીશું. અહીં આપણે કેટલાક એવા પ્રશ્નો લઇશું, જે ઘણીવાર લોકો આ આંદોલન વિશે પૂછે છે. આટલા મોટા આંદોલન વિશે નિત નવા સવાલ ઊઠતા રહે એ સ્વાભાવિક છે. આજ લગી એવા સેંકડો સવાલોના જવાબ વિનોબા જુદે જુદે વખતે આપી ચૂકયા છે. આ નાનકડી પુસ્તિકામાં એ બધા પ્રશ્નો ને ઉત્તરોનો સમાવેશ કરવાનું બને તેમ નથી અને એ જરૂરી પણ નથી. અહીં તો આપણે કેટલાક ચૂંટેલા સવાલો પ્રશ્નોત્તરી રૂપે લઇશું.

**પ્રશ્ન: તમે શરૂઆત જમીનથી કેમ કરો છો? કારખાનાં વગેરેથી કેમ નહીં?**

**ઉત્તર:** આપણા દેશમાં જે અસમાનતા છે એ શહેરોમાં તીવ્ર રૂપે દેખા દે છે. કારખાનાંના માલિકો અને મજૂરો વચ્ચેનું અંતર ઊડીને આંખે વળગે તેવું હોય છે. તેથી આ પ્રશ્ન ઊઠે એ સ્વાભાવિક છે. પણ આ કાર્યક્રમની શરૂઆત

જમીનથી કરવાનાં કેટલાંક વજનદાર કારણો છે. પહેલું કારણ એ છે કે આપણી સૌથી મોટી સમસ્યા છે ભૂખની. ભૂખનો જવાબ અન્ન છે અને અન્ન પેદા કરવાનું સાધન જમીન છે. માટે એની ગૂંચ પહેલી ઉકેલવી જોઇએ.

બીજું કારણ એ છે કે આપણા દેશની મોટા ભાગની વસ્તી ખેતી પર જીવે છે. એટલે આપણા દેશમાં ખેડૂતોને લાગેવળગે તેવી ક્રાંતિ જ રાષ્ટ્રવ્યાપી બની શકે. કિસાન એ જ ભારતીય ક્રાંતિની વિભૂતિ હશે.

ત્રીજું કારણ એ છે કે ઉત્પાદનનાં બધાં કામ માટેનો કાચો માલ ધરતીમાંથી નીકળે છે. કપાસ, કોલસો, તેલ, લોઢું વગેરે બધી ઔદ્યોગિક સામગ્રી વસુંધરાની કૂખમાંથી જ નીપજે છે. તેથી ઉત્પાદકની માલિકીનો આરંભ આપણે જમીનથી કરીએ છીએ.

જમીન આપણી પ્રાથમિક આવશ્યકતાઓ પૂરી પાડે છે. બીજી અસમાનતાઓ તો થોડી વાર વેઠી લઇ શકાય, પણ જમીન અંગેની ન વેઠી શકાય.

ભૂમિનો પ્રશ્ન કારખાનાં ઉદ્યોગ વગેરેથી એક બીજી રીતે પણ અલગ પડે છે. જો ખેડૂતોની ખેતી સમીસારી ચાલે તો જ આ બધાં કારખાનાં ચાલુ રહી શકે. જમીનમાંથી જે ઉપજે છે તેના ઉપર જ બાકીના ઉત્પાદનનો મદાર હોય છે. જમીન અસમાન ન રહે તો બાકી ચીજોની વધઘટની ઝાઝી અસર જીવન પર નહીં પડે. માટે એકવાર જમીનની વિષમ વહેંચણી જાય તો બાકીની વિષમતાઓનું મારણ હાથ આવી જાય. ભૂમિનું સમાન

વિતરણ થઈ જાય તો બાકીની સંપત્તિનું સમાન વિતરણ થયા વિના રહે ખરું ? પ્રશ્ન એટલો જ છે કે શેને પહેલું સ્થાન આપવું.

**પ્રશ્ન : આ રીતે માંગી માંગીને કામનો પાર ક્યારે આવે ?**

**ઉત્તર :** એનો આધાર મારા ને તમારા પર છે. આપણે પૂરી શક્તિ કામે લગાડીએ તો દેશના ભૂમિહીનોને જમીન મળવામાં મોડું થવાનું કાંઈ કારણ નથી. પણ આપણે જો ઉદાસીન રહીએ અને પછી પૂછયા કરીએ કે શી ખબર આ કામનો ક્યારે છેડો આવશે, તો વાર લાગે પણ ખરી. ક્રાંતિકારી ચળવળની ગતિનાં લેખાં અંકગણિતથી ન ગણાય, બીજગણિતથી ગણાય. 'ઘાસની ગંજીમાં પડેલા એક તણખલાને બળતાં એક પળ લાગી તો કરોડો તણખલાંની આવી મોટી ગંજીને બળતાં કેટલાં દહાડા લાગશે', એવી ત્રિરાશિ તમે માંડો ખરા કે ? અને ધારો કે તમે ત્રિરાશિ માંડો તેવા હો, તોયે શું થાય ? તમારો દાખલો ગણાઈ રહે એટલી વારમાં તો આખીયે ગંજી બળીને ભસ્મ થઈ જાય ! ગાંધીજીએ મીઠું પકવ્યું ત્યારે કેટલા મશ્કરા લોકો હિસાબ ગણાવવા મંડ્યા હતા કે આ ઝડપે તો તમે એકાદ-બે યુગમાં સમુદ્ર ખાલી કરી નાંખવાના અને દેશમાં મીઠાનો અખૂટ ભંડાર ભરી દેવાના ! પણ એ લોકોની મજાક એમનાં મોંમાં જ રહી, ને ત્યાં દિલ્હીનાં સિંહાસન ડોલવાયે માંડ્યાં ! અંક-ગણિતમાં આંકડા હોય છે, જ્યારે બીજ-ગણિતમાં સંકેત અર્થાત્ ચિહ્ન

હોય છે. સંકેતમાં તો એવું હોય છે કે તમે એની પાછળ જેટલી ભાવના રેડો તેટલી એની કીમત લેખાય. ગાંધીજીએ મીઠું પકવ્યું એમાં અન્યાયી કાનૂનને તોડવાનો સંકેત હતો. તે જ રીતે ભૂદાનયજ્ઞમાં નહિ અને માલિકી એ બેયના વિસર્જનનો સંકેત છે. આપણે એવી ગણતરીઓ નથી કરતાં કે એક વરસમાં એક લાખ એકર જમીન મળી તો ૫ કરોડ એકર જમીન મેળવતાં કેટલાં વરસ થશે? પહેલે વરસે એક લાખ એકર જમીન મળી, બીજે વરસે ૭ લાખ એકર જમીન મળી ને ત્રીજે વરસે ૨૨ લાખ એકર જમીન મળી.

શ્રી. રામમનોહર લોહિયાએ એકવાર કહેલું કે આ રસ્તે તો જમીનનો પ્રશ્ન ઉકેલતાં ૩૦૦ વરસ થશે! વિનોબાએ એના જવાબમાં કહેલું કે મારે હિસાબે તો ૫૦૦ વરસ થાય, પણ લોહિયાજી કહે છે કે આ કામ ૩૦૦ વરસમાં પૂરું થશે, એનો અર્થ એ છે કે ૫૦૦નાં ૩૦૦ વરસ કરવામાં મને લોહિયાજીની મદદ મળશે. લોહિયાજીની મદદથી જો ૫૦૦નાં ૩૦૦ વરસ થઈ શકે, તો જયપ્રકાશજીની મદદથી ૩૦૦નાં ૩૦ કેમ ન થઈ શકે અને જયપ્રકાશજીની મદદથી જો ૩૦ થઈ શકે તો જનતાની મદદથી ૩૦નાં ૩ કેમ ન થાય? વિનોબાએ તો આ કામની પૂર્ણાહુતિ ૧૯૫૭માં થઈ શકે છે એવું સૂચન પણ કરી દીધું છે. મૂળે આ પ્રશ્ન આપણા રચનાત્મક પુરુષાર્થનો છે, ગણિત કે અનુમાનનો આ વિષય નથી.

**પ્રશ્ન : મોટા જમીનદારો પાસેથી જમીન માગવી એ તો જાણે બરાબર છે, પણ જેમની પાસે**

થોડીક જ જમીન હોય એવા લોકો પાસેથી શા માટે માંગો છો ?

ઉત્તર : વિનોબાએ આનાં ચાર કારણ કહ્યાં છે : (૧) સમાજમાં દરેકે દરેક જણને એવી પ્રેરણા આપવા માંગે છે કે પોતાના કરતાં વધારે ખરાબ હાલતમાં પડેલા માણસને માટે કંઈ ને કંઈ ત્યાગ કરો. ગંગાનું પાણી જો ઊંચાણમાંથી નીચાણ તરફ વહે છે, તો કથરોટનું પાણી પણ પડે છે ત્યારે ઊંચેથી નીચે જ જાય છે. જેમ પાણીનો ધર્મ પોતાના કરતાં જે નીચે હોય તેમની દરકાર રાખવાનો છે.

(૨) આપણે માલિકીની ભાવનાનો અંત આણવો છે. માલિકીની ભાવના અમીરની જેમ જ ગરીબનાં મનમાં પણ ઘર કરી ગયેલી છે. આ આસક્તિ મટાડવાનો ઉપાય તો નાનાં મોટાં બધાંયને માટે સરખો જ લેવો પડે તેમ છે.

(૩) નાના માણસોનાં દાનથી એક નૈતિક વાતાવરણ પેદા થાય છે. નાના માણસોની ઝૂંપડીમાં જ મોટા માણસોની તિજોરીઓની ચાવી હોય છે. ઝૂંપડીનું બારણું ઊઘડે તો તિજોરી પણ ઊઘડે.

(૪) ગુલામી સામે ગુલામો લડયા હતા, ગરીબી સામે ગરીબો લડશે. નાના માણસોનાં દાનપત્રો દ્વારા ગરીબોની સેના ખડી થઈ રહી છે. આમાં વર્ગવિગ્રહની ભાવના નથી, કારણ કે મોટા માણસ પણ દાન આપીને આપણી ત્યાગ-સેનાના સૈનિક થઈ જશે.

ગરીબ પાસેથી દાન લેવાનું એક કારણ એ પણ છે કે

આપણે ગરીબને દીન બનવા દેવા નથી માંગતા. એણે કંઈક આપ્યું હશે તો વહેંચણીને ટાણે માથું ઊંચું રાખીને પોતાનો ભાગ લઈ શકશે.

અને એક કારણ એ પણ ખરું કે આપણે ગરીબ માણસને બીજા ગરીબો સાથે સાંકળી લેવા માંગીએ છીએ.. આજે તો બે વીઘાંવાળાનો સ્વાર્થ પાંચ વીઘાંવાળા સાથે ટકરાય છે. ગરીબ પણ ગરીબનો હરીફ બને છે. જો એક ગરીબ બીજા ગરીબને માટે કંઈક છોડવા માટે તૈયાર થાય તો ગરીબો—ગરીબોની વચ્ચે હૃદયની એકતાના તાર સંધાઈ જાય અને ગરીબોમાં શક્તિનો સંચાર થાય.

**પ્રશ્ન: ગરીબ તો પરભવનાં પાપને કારણે ગરીબ જન્મ્યો છે, એના નસીબમાં તમે કઈ રીતે મીનમેખ કરી શકવાના? શું સમાનતાની વાત જ કુદરત વિરુદ્ધ નથી?**

**ઉત્તર**: પરભવને વાંકે જે આંધળા જન્મે છે તેમને તમે લાકડી નથી આપતા કે? તમે જો પૂર્વજન્મમાં શ્રદ્ધા ધરાવતા હો તો આવતા ભવને માટે પુણ્ય કમાશો કે નહીં? કે જે પરભવની કર્મની સજા ભોગવે છે તેમના તરફ નિર્દયતા બતાવીને એની જેમ તમે પણ આવતો ભવ બગાડશો? પ્રારબ્ધ-વાદની વાતો સાંભળીને આપણાથી પુરુષાર્થહીન તો ન બનાય ને? અસમાનતા બે જાતની હોય છે—એક કુદરતી અથવા તો ઇશ્વરકૃત હોય છે, બીજી માણસે સરજેલી, મનુષ્યકૃત હોય.

છે. માને પેટે એકી સાથે અવતરેલા જોડિયા ભાઈઓમાં પણ એક નબળો હોય ને બીજો સબળો હોય એમ બને. એ અસમાનતાને તો આપણે કુદરતની કરણી કહીએ. પણ એવું હોય તો મા શું કરે છે? નબળા દીકરાને એ વધારે પોષણ આપે છે. તે રીતે આપણે ઈશ્વરકૃત અસમાનતાને મટાડવાનો નમ્ર પ્રયત્ન કરીએ છીએ. પરંતુ મનુષ્યકૃત અસમાનતાને તો જડમૂળથી ઉખેડી જ નાંખવાનો આપણો સંકલ્પ છે. ગરીબી ને અમીરી તો માણસે પોતે અવળી આર્થિક વ્યવસ્થા ગોઠવીને અને સ્વાર્થીપણાને કારણે પેદા કરી છે. એને આપણે ખતમ કરી નાંખીએ તો એ કુદરત વિરુદ્ધ કામ ન થાય, ઊલટું એ તો કુદરતને અનુકૂળ કામ જ કર્યું કહેવાય.

**પ્રશ્ન : ભૂદાનયજ્ઞથી જમીનના નાના નાના ટુકડા પડી જશે ને તેથી ખેતીની ઉપજ ઘટશે, તેનું શું?**

**ઉત્તર :** વિનોબાએ જે મહાન ક્રાંતિનું કાર્ય આરંભ્યું છે તેની સરખામણીમાં આ પ્રશ્ન બહુ ગૌણ છે. વિનોબા તો કહે છે કે આજે જે દિલના ટુકડા થઈ ગયા છે, તેને હું સાંધવા માંગું છું. જમીનના ટુકડા કરતાં હૃદયના ટુકડાની અને વધારે ચિંતા છે.

ખરું જોતાં ભૂદાનયજ્ઞથી લોકો ધારે છે તેવા નાના ટુકડા થતા નથી. ધારો કે એક માણસ પોતાનાં ૧૦ એકરમાંથી સવા એકર આપે છે. ત્યારે કેવળ કાગળિયાંની રીતે વિચારનારો ધારી લે છે કે એની જમીનના બે કટકા થઈ ગયા. પણ

સાધારણ રીતે દાતાની પાસે જમીન એક ટુકડો હોતી નથી. ઘણે ભાગે તો એ પોતાની જમીન પૈકી એકાદ અલગ ટુકડો જ દાનમાં આપે છે. કેટલીકવાર તો બેચાર દાતા એમનાં અડખે-પડખે હોય. એવાં ખેતરોમાંથી વિચાર-પૂર્વક એવી રીતનો ટુકડો કાઢી આપે છે કે એમના ટુકડા મળીને વચ્ચે એક બીજું ખેતર જેવું ખેતર થઈ રહે. આવે વખતે તો ઊલટા ટુકડા પડવાને બદલે ટુકડા સંધાઈ જાય છે. વહેંચણી વખતે ટુકડાઓની અદલાબદલી કરીને એક કટકે જમીન કરી આપવાની પણ બનતી કોશિશ કરવામાં આવે છે.

આટલું કરવા છતાં જમીનના ટુકડા રહે તો તેમાં ગભરાવા જેવું કાંઈ નથી. પોષણક્ષમ આર્થિક ટુકડો (Economic Holding) એ છેવટે એક સાપેક્ષ શબ્દ છે. પોષણ થવા ન થવાનો આધાર બીજી અનેક બાબત પર રહે છે. કોદાળીથી ખેતી કરનારને થોડી જમીન પણ પોસાય અને ટ્રેકટરથી ખેતી કરે તેને મોટાં 'ફારમ' જ પોસાય. એટલે પોસાણ જમીન કેટલી એ નક્કી કરતી વખતે હળ કે ટ્રેકટરને જ મુખ્ય માનીને વિચાર કરવાને બદલે કુટુંબની જરૂરિયાત કેટલી છે એના આધારે પોસાણ જમીનનું પ્રમાણ ઠરાવવું જોઈએ. ભારતની ભૂમિ અને વસ્તીને જોતાં બહુ મોટા ટુકડા આપણે સધા ખેડૂતોને કદી નહીં આપી શકીએ.

નાના ટુકડા હોય તો ઊપજ ઓછી ઉતરે એમ માનવું પણ ભૂલભરેલું છે. દુનિયામાં એકર દીઠ ઊપજ ચીન અને જાપાનની સૌથી ઊંચી છે. ત્યાં મોટાં ફારમ નથી પણ નાના

ટુકડાની જ ખેતી છે.

ઇતિહાસનો એક અનુભવ પણ; આ વાતનો વિચાર કરતી વખતે, ધ્યાનમાં રાખવા જેવો છે. જ્યાં નાના ટુકડાની ખેતી છે ત્યાં મનુષ્ય સહકાર તરફ વળ્યો છે ને જ્યાં મોટા ટુકડાની ખેતી છે ત્યાં સરમુખત્યારશાહીને માફક આવે એવી આબોહવા જામી છે.

એ પણ ન ભૂલીએ કે ભૂમિદાનની રીતમાં છેલ્લું પગલું સમગ્ર-ગ્રામ-દાનનું આવે છે. એ અવસ્થાએ ટુકડાનો સવાલ આવો જલદ નહીં રહે.

**પ્રશ્ન: અભણ ભૂમિહીનોને જમીનો અપાશે તેથી ઉત્પાદન ઘટશે નહીં?**

ઉત્તર: ભૂમિહીનો અભણ છે એનો અર્થ એ નથી કે એમને ખેતી કરતાં આવડતું નથી. આજે પણ આખી દુનિયાની ખેતી તો આ અભણ મજૂરો જ કરે છે અને સારી પેઠે કરે છે. એમને કોઇ વાતની ખોટ હોય તો તે યોજના-શક્તિની. કયે વખતે શું કામ કરવું એની કદાચ એમને ઓછી સૂઝ પડે. કારણ કે આજ લગી એમને માથે જવાબદારી પડી નથી. જમીનો મળશે એટલે માથે પડશે ને જવાબદારીનું ભાન થશે. આજે તો એમને છે કે 'મારે શું?' એને બદલે પછી કામ પોતીકું થશે એટલે એ લોકો ઉમંગથી કરશે. અગાઉ કેટલીકવાર રાજે ભૂમિહીનોને જમીન આપવા માંડેલી પણ કોઇકોઇવાર એ અખતરો નિષ્ફળ નીવડ્યો છે. એટલે

દૂધના દાઝયા છાશ ફૂંકે એ રીતે કદાચ આ સવાલ ઊભો થયો હશે. એમાં ઘણું ભાગે તો એવું થયું કે જમીનો પૂરતા પ્રમાણમાં નહોતી અપાતી અને ખેતીનાં સાધન પણ નહોતાં અપાતાં. તેથી ભૂમિહીન રોજના રોટલાની ચિંતામાં ન તો જમીન પર આખો વખત કામ કરી શકતો, કે ન તો પૂરાંપાધરાં સાધન વસાવી શકતો. પણ ભૂમિદાનયજ્ઞમાં તો તમે જેમને જમીન આપશો તે ભૂખ્યો ટળવળતો હોય તો તે નહીં જોઇ રહોને ? તમે એને સાધનો પણ મેળવી આપશો. તમારાથી ન બને તો સંપત્તિદાન અને સાધનદાનમાંથી પણ એને સાધન મળી શકે છે. અને તમારામાં યોજના-શકિત હશે તો તેનો લાભ એ ભૂમિહીનોને નહીં આપો શું ? એ તમારા જ કુટુંબનો એક સભ્ય બની જશે ને ? તમારી યોજના-શક્તિ અને એનાં ઉત્સાહથી ભરપૂર કાર્ય-શક્તિ એ બે મળીને તો એ જમીન પર આજ સુધી થતી હતી એથી વધારે જ ઉપજ થવાની. છતાં ધારો કે કયાંક અનુભવ વગરના ભૂમિહીનોને જમીન આપવાથી ઉત્પાદન ઘટ્યું. તો આપણે એટલું જોખમ ખેડીને પણ એ બેજવાબદાર મજૂરોને જવાબદાર બનાવવા જ રહ્યા. કારણ કે બેજવાબદારની હસ્તી જ સમાજ માટે જોખમકારક છે.

**પ્રશ્ન : સહકારી ખેતી તરફ ભૂદાનયજ્ઞ કેવું વલણ ધરાવે છે ?**

**ઉત્તર :** ભૂદાનયજ્ઞ એનો વિરોધ નથી કરતો, પણ એને અનિવાર્ય શરત તરીકે રજૂ પણ નથી કરતો. ગામમાં કેવી

રીતની ખેતી થવી જોઈએ એનો નિર્ણય તો ગામના જ માણસો કરશે.

જે તે ઠેકાણેની પરિસ્થિતિ પ્રમાણે જાત જાતની ખેતી થઈ શકે. મોટા ભાગના ખેડૂતો અશિક્ષિત હોય ત્યાં સહકાર કરવામાં બધો કારભાર મેનેજરના હાથમાં જઈ પડવા સંભવ છે. પણ ભૂમિહીનો પોતે થઈને સહકારી ખેતી કરવા માંગશે તો એમને કોઈ રોકવાનું નથી. બળદ, પાણી વગેરેમાં તો શરૂઆતથી સહકારનો વિચાર થઈ શકે.

**પ્રશ્ન : ભૂમિની વહેંચણી પછીથી જે વસ્તી વધશે તેનું શું ?**

ઉત્તર : વસ્તીનો સવાલ એકલા ભૂદાનને જ લાગુ પડે છે એમ નથી. એ બધી જ યોજનાઓને લાગુ પડે છે. એકવાર વહેંચણી થઈ ગઈ એટલે ભૂમિનો પ્રશ્ન સદાને માટે ઊકલી ગયો એમ ન માનશો. આજનો ભૂદાન-યજ્ઞ આજનો સવાલ ઉકેલવા સારું છે. સત્ય સિવાય બીજું કંઈ જ આ દુનિયામાં સદા ટકનારું નથી. એટલે એ તો સવાલ ઊભો થશે ત્યારે ત્યારના લોકો એનો ઘટતો ઉકેલ શોધી કાઢશે. છતાં આજની યોજનામાં એનાં બી મોજૂદ છે. ભૂમિદાનની અંતિમ કલ્પનાં તો એ છે ને કે છેવટ જતે બધી જમીન ગામની થશે. દર પંદર વીસ વરસે એક વાર જમીનની ફેરવહેંચણી થશે અને વસ્તી વધશે તેવાં કામ કરનારાં પણ વધશે ને ! ખેતી-વિજ્ઞાન પણ આગળ વધશે. ખાતર-પાણીની વ્યવસ્થા પણ વધશે.

**પ્રશ્ન : દાનમાં મળેલી મોટા ભાગની જમીન તો ખરાબ હોય છે. એવી જમીન ભૂમિહીનોને આપ્યાથી શું લાભ ?**

**ઉત્તર :** દાનમાં મળેલી જમીન કેવી છે તે તો વહેંચણી વખતે ખબર પડે છે. આજ સુધીમાં જે જમીન વહેંચાઈ છે તે પરથી તો એમ ન કહેવાય કે મોટા ભાગની જમીન ખરાબ મળે છે. મોટા જમીનદારો જ્યારે જમીનના મોટા ટુકડા આપે છે ત્યારે એમાં સારી અને ખરાબ બન્ને જાતની જમીન હોય છે. પણ નાના જમીન-માલકોએ જે લાખોની સંખ્યામાં દાનપત્રો આપ્યાં છે એમાંથી મોટા ભાગનાએ ઉત્તમ જમીન આપી છે. વિનોબા જ્યારે બધી જ જમીન માગે છે ત્યારે એમાં સારી નરસી બધી જ જાતની જમીન આવી જાય છે. અનુભવ એવો છે કે જે લોકો પાસે જમીન તો છે પણ જાતે દાન આપી શક્યા નથી એવા લોકો જમીન ખરાબ મળે છે એવા ગપગોળા હાંકે છે. બીજાઓએ આપેલું દાન હલકી કોટીનું છે એવું ઠરાવવાનો એમનો પ્રયત્ન હોય છે. હા, એ બનવા જોગ છે કે દાતા પોતાને છેટો પડતો હોય અને પોતાની વધારે જમીનથી જુદી દિશામાં આવેલો હોય એવો ટુકડો આપે. પણ તેથી એ જમીન ખરાબ જ હોય એવું નથી. આપનારની દૃષ્ટિએ એ ઓછી ઉપજવાળો ટુકડો હોય એમ બને, પણ લેનારને તો જિંદગીભરનો રોટલો નીવડે છે. મોટા જમીન-માલિકો પોતાની જમીનની પૂરતી કાળજી રાખી શકતા નથી. એટલે ભૂમિહીનને

જે ટુકડો મળે તેમાં પહેલેથી જ સારી ઉપજ થવાની સંભાવના વધે છે.

આ બાબતમાં એક બીજા મુદ્દા પર પણ વિચાર કરવો ઘટે છે. ભૂમિ પ્રેમથી માંગવાને બદલે જો કાયદાથી છીનવી લેવામાં આવે તો લોકો સારામાં સારી જમીન પોતે રાખી ખરાબમાં ખરાબ કાયદા સારુ કાઢી આપશે. આજે ભૂદાનમાં ઉત્તમોત્તમ જમીન પણ મળે છે. કાયદાથી તો એ ન જ મળે, અને વળી ભૂદાનયજ્ઞ જે સદ્ભાવના પેદા કરે છે એ તો કાયદાથી આવે જ શેની?

ક્યારેક ભૂમિહીનો લેવાની ના પાડે એવી જમીન પણ મળે છે એ ખરું. એવે વખતે દાતાએ આવી જમીન શા માટે આપી એનો વિચાર ભૂદાન-સેવક કરે છે. ઉઘાડું છે કે દાતાએ પ્રતિષ્ઠા સારુ જમીન આપી છે, બાકી ભૂમિહીન પ્રત્યે એના દિલમાં પ્રેમ નથી થયો. એવા સંજોગોમાં એને એની જમીન પ્રતિષ્ઠા સાથે પ્રેમપૂર્વક પાછી વાળવામાં આવે છે. અને એને જો પ્રતિષ્ઠાની જરાકે પડી હોય છે તો એ ખરાબને બદલે સારી જમીન આપે છે.

કેટલીક જગ્યાએ ખેતી ન જ થઈ શકે એવી જમીન પણ મળી છે. આવી જગ્યાઓ પર પત્થર ફોડવાનો કાયમી ધંધો ભૂમિહીનોને મળી રહે છે. આ ધંધામાં ક્યારેક તો ખેતી કરતાં પણ વધારે આવક થાય છે. અને ખપ હોય ત્યાં થોડીક જમીન ગોચર તરીકે, ખાતરના ખાડા બનાવવા અથવા બીજા કોઈ સામાજિક ઉપયોગમાં લેવાય છે.

**પ્રશ્ન :—એક બાજુ તમે જમીન માંગો છો, બીજી બાજુ જમીનદારો ખેડૂતોના કબજા છોડાવે છે. તમે એનો વિરોધ કેમ નથી કરતા?**

**ઉત્તર :—**અમે કબજા છોડાવવાનો વિરોધ કરીએ જ છીએ. ઉત્તર પ્રદેશમાં તો વિનોબાએ ખેડૂતોને એટલે સુધી કહ્યું કે જોરાઈએ કોઈ કબજો છોડાવવા આવે તો માર ખાઈ લેજો પણ ખેતર પરથી હઠશો નહીં. વિનોબાની આ સલાહનું સારું પરિણામ આવ્યું હતું. બિહારમાં વિનોબાએ કબજા છોડાવવાનો ખુલ્લંખુલ્લા વિરોધ કર્યો. વિનોબા કહે છે મારે કોઇના કાજી બનવું નથી. કાયદો ગમે તેને જમીનના માલિક ઠેરવે, હું તો જમીનદારને એટલું જ કહીશ કે ખેડૂતને ભૂમિહીન ન બનાવો. કબજો છોડાવેલી જમીન તમે મને આપશો તો હું એ પણ દાન તરીકે સ્વીકારીશ. દેનારાનું પાપ નાશ પામશે અને જેની પાસેથી જમીન ઝુંટવાઇ હશે એને જ એ પાછી આપીશું. ઝઘડો ટળતો હોય તો જમીન-માલિકને દાનની પ્રતિષ્ઠા આપવામાં કશો વાંધો નથી.

ભૂદાન-કાર્યકર્તાઓને પણ વિનોબા એ જ કહેશે કે જો એમના પ્રદેશમાં કબજા છોડાવવાનું ચાલતું હોય તો એમની ફરજ છે કે એ બાબતમાં એ રસ લે. પણ કેટલીકવાર તો જઈને ભૂમિ માલિકોને નમ્રતાપૂર્વક સમજાવવાથી જ મામલો પતી જતો હોય છે.

**પ્રશ્ન :—ભૂદાનયજ્ઞ સફળ ન થયો તો વિનોબા શું કરશે?**

કાર, સત્યાગ્રહ વગેરે સાધનો તો છેવટનાં છે ને ! એ પહેલાં સમજાવવાનો પૂરેપૂરો પ્રયત્ન થઇ જવો જોઇએ ને ? અને સત્યાગ્રહ સારુ સત્યાગ્રહીની પોતાની પણ તૈયારી તો હોવી જોઇએ ને ! ભૂમિદાન માટેના આ જે બધા પ્રયત્નો થઇ રહ્યા છે તેમાં એ તૈયારી પણ સહેજે થઇ જાય છે. પણ ફાવે તો એવો મોકો જ નહીં આવે !

**પ્રશ્ન :—તમે ભૂમિદાન તો માંગો છો, પણ કયારેક છઠ્ઠો ભાગ, તો કયારેક આખું ગામ માંગો છો, તો વળી કયારેક બીજું કંઇક. તો અમને ભૂમિ-વહેંચણીનું અંતિમ ચિત્ર કેવું હશે તે એકવારનું સાફ સાફ બતાવી દો.**

ઉત્તર :—વિનોબાએ કહ્યું છે કે 'ભૂમિ ભગવાનની છે. અને એના વતીથી સમાજની છે અને ખેડનારા પાસે એ રહેશે.' એટલે આપણે ભૂમિની વ્યક્તિગત માલિકીમાં માનતા નથી. ભૂમિદાનનું છેવટનું ધ્યેય ગામની તમામ જમીન ગામની માલિકીની થાય એ છે. પણ આપણી પ્રક્રિયા વિચાર-ક્રાંતિની પ્રક્રિયા છે તેથી આપણે એકદમ સીધા એ પગથીયે પગ નથી મૂકતા. તેથી આપણે સૌથી પહેલાં ગામના ભૂમિહીન મજૂરોનો પ્રશ્ન ઉઠાવ્યો. આપણે એમને જરૂર જોગી જમીન અપાવવી છે. આપણે પાછલાં પ્રકરણોમાં જોયું કે આખા દેશમાંથી સરેરાશ છઠ્ઠો ભાગ મળી જાય તો ભૂમિહીનોનો સવાલ ઊકલી જાય. એના માટે આપણી ભૂમિકા એવી છે કે દરેક ઘર એક મોટા

ઉત્તર :—ભૂદાનયજ્ઞ સફળ નહીં થાય એમ માનીને આગળ વિચાર કરવો એ જ અશ્રદ્ધાનું સૂચક છે. વિનોબા તો એ રીતે વિચાર કરી શકે જ નહીં. એ તો કહે છે કે આપણા કોઈ સંબંધીની માંદગીનો ઉપચાર કરાવતી વખતે આપણે એવો વિચાર નથી કરતા કે આ દવાની કારી નહીં ફાવી તો લાવ અત્યારથી અંતિમ ક્રિયા સારુ ખાપણ લાકડાંની પણ ગોઠવણ કરી રાખું.

ખરી રીતે તો ભૂદાન-યજ્ઞનાં આજ સુધીમાં જે કંઈ પરિણામો આવ્યાં છે તે જોતાં તો એના સફળ થવાની જ આશા વધારે દેખાય છે. ક્યાંક પણ જો નિષ્ફળતા મળી હશે તો તે આ પદ્ધતિના દોષને લીધે નહીં. વિનોબા બિહારની ભૂમિ-સમસ્યા ઉકેલવા માંગતા હતા. પણ બિહાર છોડતાં સુધીમાં એ ધારેલા આંકડે પહોંચી ન શકયા. ૩૨ લાખ એકર જમીનની માગણી હતી. એને બદલે ૨૨ લાખથી કંઈ વધારે જમીન મળી છે. આના પરથી એમ તારવાય કે બિહારમાં ભૂદાન-આંદોલન સફળ ન થયું. પણ આપણે એ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે બિહારનાં બધાં ગામડાંમાંથી ફક્ત ત્રીજા ભાગનાં ગામડાંઓમાં જ ભૂદાનનો સંદેશો પહોંચાડી શકાયો હતો અને છતાં આવડું મોટું પરિણામ આવ્યું છે. એ પરથી સમજાય છે કે કચાશ હોય તો તે આપણા પ્રયત્નોની છે, પદ્ધતિની નથી.

આમ છતાં પણ સન સત્તાવન સુધીમાં જો ભૂમિ-સમસ્યાનો ઉકેલ નહીં આવે તો અહિંસાની મર્યાદામાં રહીને જે કંઈ કરી શકાય તે કરતાં વિનોબા અચકાવાના નથી. પણ અસહ-

કાર, સત્યાગ્રહ વગેરે સાધનો તો છેવટનાં છે ને ! એ પહેલાં સમજાવવાનો પૂરેપૂરો પ્રયત્ન થઇ જવો જોઇએ ને ? અને સત્યાગ્રહ સારુ સત્યાગ્રહીની પોતાની પણ તૈયારી તો હોવી જોઇએ ને ! ભૂમિદાન માટેના આ જે બધા પ્રયત્નો થઇ રહ્યા છે તેમાં એ તૈયારી પણ સહેજે થઇ જાય છે. પણ ફાવે તો એવો મોકો જ નહીં આવે !

**પ્રશ્ન :—તમે ભૂમિદાન તો માંગો છો, પણ કયારેક છઠ્ઠો ભાગ, તો કયારેક આખું ગામ માંગો છો, તો વળી કયારેક બીજું કંઇક. તો અમને ભૂમિ-વહેંચણીનું અંતિમ ચિત્ર કેવું હશે તે એકવારનું સાફ સાફ બતાવી દો.**

ઉત્તર :—વિનોબાએ કહ્યું છે કે 'ભૂમિ ભગવાનની છે. અને એના વતીથી સમાજની છે અને ખેડનારા પાસે એ રહેશે.' એટલે આપણે ભૂમિની વ્યક્તિગત માલિકીમાં માનતા નથી. ભૂમિદાનનું છેવટનું ધ્યેય ગામની તમામ જમીન ગામની માલિકીની થાય એ છે. પણ આપણી પ્રક્રિયા વિચાર-ક્રાંતિની પ્રક્રિયા છે તેથી આપણે એકદમ સીધા એ પગથીયે પગ નથી મૂકતો. તેથી આપણે સૌથી પહેલાં ગામના ભૂમિહીન મજૂરોનો પ્રશ્ન ઉઠાવ્યો. આપણે એમને જરૂર જોગી જમીન અપાવવી છે. આપણે પાછલાં પ્રકરણોમાં જોયું કે આખા દેશમાંથી સરેરાશ છઠ્ઠો ભાગ મળી જાય તો ભૂમિહીનોનો સવાલ ઊકલી જાય. એના માટે આપણી ભૂમિકા એવી છે કે દરેક ઘર એક મોટા

કુટુંબનું અંગ છે, અને એ મોટા કુટુંબ માટેનો છઠ્ઠો ભાગ એની પાસેથી મળે.

ત્યાર બાદની માગણી એ છે કે જાતે ખેડી શકાય એટલી જ જમીન રાખો. બાકીની જમીન ગામને આપી દો. એમાંથી ગામ જેમની પાસે પૂરતી જમીન નથી એવાને તથા જેમની પાસે સમૂળગી જમીન નથી એવાઓને આપશે. છઠ્ઠો ભાગ આપ્યા પછી પણ જેમની પાસે વધારાની જમીન રહે છે એમની પાસે માગણી કરવામાં આવે છે. આ માગણી પણ આપણે વિચાર મારફતે જ રજૂ કરીએ છીએ. આપણે એમને કહીએ છીએ કે ભૂમિની માલિકી છોડવી એટલે જરૂરત જેટલી જ જમીન રાખવી એ વાત પણ સ્વીકાર્યા બરોબર થઈ. છઠ્ઠો ભાગ મળ્યા પછીની આ પ્રક્રિયા છે. આજે એ કેટલીક જગ્યાએ શરૂ થઈ પણ ચૂકી છે.

આપણી છેલ્લી માગણી જમીન ગામની માલિકીની કરી ગામપંચાયતને સોંપી દેવાની છે. ગામની પંચાયત ગામની અવિરોધી સર્વસંમતિથી ચૂંટાયેલી હશે. એમાં બધાનું પૂરેપૂરું પ્રતિનિધિત્વ રહેવું અનિવાર્ય હશે.

પછી આ ગામપંચાયત ઊર્ફે સર્વોદય મંડળ દરેક ઘરની જરૂરત શું છે તે જોશે. એ ઘરમાં કેટલાં જણ છે, કેટલાં ખેતી કરી શકે તેમ છે અને ગામમાં જમીન કેટલી છે એ બધું જોશે. પછી ખેડવા માગતા હશે એ બધાને એ કુલ જમીન ભાગે પડતી આવે તે પ્રમાણે વહેંચી આપશે. જણ દીઠ એક એકર જમીન ભાગે આવશે એવું ધારવું છે. ક્યાંક

બે એકર પણ હોઈ શકે અને ક્યાંય વધારે પણ. વળી કોઈ ઠેકાણે વધારે જમીન ફાજલ પડે તો બીજે જ્યાં ભૂમિહીનોને જમીન મળી ન હોય ત્યાંથી ભૂમિહીનોને બોલાવી વસાવીશું.

આ પ્રમાણે લોકોની જરૂરત અને જમીનનું પ્રમાણ જોઈને જમીન વહેંચાશે. એમાં બે શરત રહેશે. એક તો ગામના સામૂહિક ઉપયોગ માટે અમુક જમીન કાઢવાની રહેશે. બધા જ એના પર શ્રમદાન કરશે. જે ઉપજ થાય તે પણ બધાની ગણાશે. એમાંથી ગામનો સામૂહિક ખર્ચ નીકળશે.

એક વાત સાફ છે કે જે જમીન અપાશે તે ખેડી ખાવા માટે અપાશે. દર પંદર વીસ વર્ષે એમાં વધારો ઘટાડો થશે. કોઈ ઘરમાં જણ વધ્યાં હશે તો તેમને ગામની સામૂહિક જમીનમાંથી જમીન અપાશે. જણ ઘટ્યાં હશે તો એમની પાસેથી જમીન લઈ બીજા જરૂરવાળાને અપાશે અથવા તો ગામની સામૂહિક જમીનમાં ભેળવી દેવાશે. એટલે કે આ સામૂહિક જમીન એ આપણી ભૂમિ–બેંક બની રહેશે. દર પંદર વીસ વરસે બધાની સંમતિથી એમાં જમીનની આપલે થઈ શકશે. આમાં જમીનના બહુ નાના ટુકડા ન પડી જાય તેનો ખ્યાલ રખાશે જ.

બીજો એક પ્રશ્ન એ પણ છે કે જમીન જ થોડી હોય તો શું કરશો? ઉપર કહ્યું તેમ જમીન થોડી હોય અને ભૂમિહીનો વધારે હોય તો ભૂમિહીનો બીજે વધારે જમીન હોય ત્યાં મોકલવા પડશે. વળી પડતર ભોંય પણ આપણે

તોડવી પડશે. ક્યારેક નવાં ગામ પણ વસાવવાં પડશે. ઉત્તર પ્રદેશમાં પીલીભીતમાં સાડા સાત હજાર એકરનો એક આખો ટુકડો મળ્યો છે. હવે ત્યાં બીજેથી ભૂમિહીનો લાવીને વસાવ્યા વગર છૂટકો જ નથી, કારણ કે ત્યાં જરૂરત કરતાં વધારે જમીન છે.

વળી આની સાથે ગ્રામોદ્યોગને પણ આપણે એક અનિવાર્ય અંગ માન્યું છે. જણ દીઠ એક એકર કે અડધો એકર જમીન આપવાથી ખેડૂતનું પૂરું નહીં થાય. એને સ્વાવલંબી બનાવવા માટે ગ્રામોદ્યોગ પણ આપવા પડશે. ગ્રામોદ્યોગ શું અને કેવા હોય તેની ચર્ચા અહીં નહીં કરીએ પણ ગ્રામોદ્યોગ વગર નહીં ચાલે એ વાત સ્પષ્ટ છે.

આ પ્રમાણે,

(૧) છઠ્ઠો ભાગ એ પહેલું પગલું;

(૨) ખેડ તેની જમીન એ બીજું પગલું,

અને (૩) છેવટે તમામ જમીન ગામ-પંચાયતને સોંપી દઈ પોતાની જરૂરત પ્રમાણે અને ભાગે પડતી આવે એ હિસાબે એમાંથી જમીન લેવી એ ત્રીજું પગલું. આ બધું અહિંસક પ્રક્રિયા મારફતે જ થશે.

આમાં પહેલા પછી જ બીજું અને પછી જ ત્રીજું પગલું ભરાય એવું પણ જરૂરી નથી. કોઈક જગ્યાએ એમ પણ બને કે ત્રીજું પગલું જ સૌ પ્રથમ ભરાય. જેમ કે ઓરિસ્સામાં આજ સુધીમાં લગભગ ૯૦૦ જેટલાં આખાં ગામ વિનોબાને મળી ચૂક્યાં છે. ત્યાં તો ત્રીજા પગલા પ્રમાણે જ જમીનની વહેંચણી કરાશે.

પહેલા પગલામાં મજૂરો હશે, પણ બીજા અને ત્રીજા પગલા બાદ મજૂર નામે નહીં રહે. સહકારની ભાવનાથી એક બીજાને જરૂરત પ્રમાણેની મદદ મળશે. ગ્રામ-જીવનમાં મદદ તો બધાને જ મળશે. એટલે કે ગ્રામ-જીવનમાં સહકાર અને હળીમળીને કામ કરવાની ભાવના આપણે દાખલ કરવી જ પડશે.



: ૬ :

## ભૂમિ સંબંધી કેટલાક આંકડા

તેલંગણાની વિષમ પરિસ્થિતિમાં ભૂદાન-યજ્ઞનો આરંભ થયો. પરંતુ તેલંગણામાં ભૂમિની જે અસમાન વહેંચણી હતી તેવી જ વધારે ઓછી માત્રામાં દેશભરમાં છે. એ ખરું કે તેલંગણામાં પરિસ્થિતિ ધુંધવાયેલા જેવી હતી તેવી બીજે નથી, છતાં જમીનની અન્યાયી વહેંચણી તો સર્વત્ર છે. આમ પણ ભારતમાં વસ્તીના પ્રમાણમાં જમીન થોડી છે. તેમાં વળી થોડા પાસે ઘણી જમીન છે અને ઘણા પાસે થોડી છે. કરોડો લોકો આખું વરસ મહેનત કૂટીને અનાજ પકવે છે અને છતાં પોતે પકવેલા એ અનાજના એ માલિક નથી. હજારો એવા પણ છે કે જે જમીનના માલિક છે અને જાણતા પણ નથી કે એની જમીન કયાં કયાં આવેલી છે. આપણે ભારતની ભૂમિ-સમસ્યાના કેટલાક આંકડા જોઈએ.

ભારતનું કુલ ક્ષેત્રફળ ૧૨,૬૯,૬૪૦ ચોરસ માઈલ છે. એમાંથી ૨૬,૬૩,૭૨,૦૦૦ એકર પર આજે ખેતી થાય છે. વગડાઉ અથવા પડતર જમીનમાંથી ખેતીને લાયક જમીન જો આમાં ઉમેરીએ તો જણ દીઠ સરેરાશ $\frac{૭}{૧૦}$ એટલે કે લગભગ પોણો એકર જમીન આવે. આમાં જે લોકો ખેતી પર જીવતા નથી એ બધાની પણ ગણતરી કરી છે. ૧૯૫૧ની વસ્તી ગણતરી પ્રમાણે કુલ વસ્તી ૩૫,૬૬,૯૪,૩૮૯ છે. એમાંથી૨૪,૯૧,૨૩,૪૪૯ લોકો ખેતી પર જીવે છે. એટલે કે

કુલ જનસંખ્યાના ૬૯.૮% લોક ખેતી પર જીવે છે. બીજા ઉદ્યોગપ્રધાન દેશોમાં ખેતી પર નભતાં લોકો કરતાં આપણા દેશમાં કયાંય વધારે છે. ૧૯૨૧માં ગ્રેટ બ્રિટનમાં ૨૦.૭ ટકા, જર્મનીમાં ૩૭.૮ ટકા અને ફ્રાન્સમાં ૫૩.૬ ટકા લોક ખેતી પર નભતાં હતાં. વળી એમ પણ માલમ પડયું છે કે બીજા ઔદ્યોગિક દેશોમાં ભૂમિ પરથી વસ્તીનું દબાણ ઘટતું ગયું છે ત્યારે ભારતમાં વધતું ગયું છે. ૧૮૭૦માં બ્રિટનમાં ૩૮.૨ ટકા, જર્મનીમાં ૬૧ ટકા, ફ્રાંસમાં ૬૭.૬ ટકા ખેતી પર નભતાં હતાં. ૧૯૨૧ પછીના ત્યાંના આંકડા મળી શકયા નથી, પણ ઉદ્યોગો વધવાથી ત્યાં ખેતી પરનો વસ્તીનો બોજો ઘટી રહ્યો છે. ભારતમાં સને ૧૮૮૧માં ૫૮ ટકા લોક ખેતી પર નભતાં હતાં. જ્યારે ૧૯૫૧માં ૬૯.૮ ટકા નભતાં હતાં. આ આંકડા પરથી દેખાય છે કે ગ્રામોદ્યોગ ભાંગી પડવાથી આપણા દેશમાં ખેતી પરનો બોજો ઓર પણ વધી રહ્યો છે.

ખેતી પર નભતી વસ્તીનું નીચે પ્રમાણે વર્ગીકરણ છે.

| | | | |
|---|---|---|---|
| પોતાની જમીન ખેડનારા | ૧૬૮૦ લાખ : | કુલવસ્તીના | ૪૬.૯ ટકા |
| બીજાની જમીન ખેડનારા | ૩૧૩ લાખ : | „ | ૮.૯ ટકા |
| ભૂમિહીન મજૂરો | ૪૪૮ લાખ : | „ | ૧૨.૫ ટકા |
| જાતે ન ખેડનારા જમીનદારો | ૫૩ લાખ : | „ | ૧.૫ ટકા |

આ આંકડા પરથી જોશો કે દર છ ભૂમિવાને એક ભૂમિહીન મજૂર છે. તેથી જ વિનોબા છઠ્ઠો ભાગ માંગે છે. એ પણ સમજી લેવું જોઈએ કે બીજાની જમીન ખેડનારા ૮.૯ ટકા ખેડૂતો પણ ભૂમિહીન જ કહેવાય. કોઇ પણ ઘડીએ

જમીન ઝુંટવાઈ જવાનો ભય એને માથે તોળાતો હોય છે. જે ભૂમિવાન છે એમની પાસે પણ સમાન રીતે જમીન નથી. મોટા ભાગના–વધારે લોકો પાસે થોડી જમીન છે. દાખલા તરીકે ઓરિસ્સામાં જાતખેડ કરનારા કિસાનોમાંથી ૨૬·૭ ટકા લોકો પાસે તો એક એકરથી પણ ઓછી જમીન છે. દેશભરમાં ઓછા વધતા પ્રમાણમાં એની એ જ સ્થિતિ છે. નીચે આપેલો કોઠો જુઓ.

## ભારતનાં કેટલાંક મોટાં રાજ્યોમાં જમીન વહેંચણીની ચાલુ હાલત

| રાજ્ય | પાંચ એકરથી ઓછી જમીનવાળા કિસાન | | પાંચથી દસ એકર જમીનવાળા કિસાન | | દસ એકરથી વધારે જમીનવાળા કિસાન | |
|---|---|---|---|---|---|---|
| | કુલ વસ્તીના ટકા | કુલ જમીનના ટકા | કુલ વસ્તીના ટકા | કુલ જમીનના ટકા | કુલ વસ્તીના ટકા | કુલ જમીનના ટકા |
| આસામ | ૬૬·૦ | ૨૬·૦ | ૨૫·૫ | ૩૩·૦ | ૧૧·૫ | ૪૧·૦ |
| ઓરિસ્સા | ૭૪·૦ | ૩૦·૦ | ૨૨·૫ | ૪૩·૦ | ૩·૫ | ૨૭·૦ |
| ઉત્તર પ્રદેશ | ૮૧·૦ | ૩૯·૦ | ૧૬·૫ | ૩૯·૦ | ૨·૫ | ૨૨·૦ |
| મુંબઈ | ૫૨·૦ | ૧૪·૦ | ૨૯·૦ | ૪૪·૦ | ૯·૦ | ૪૨·૦ |
| મધ્ય પ્રદેશ | ૫૧·૦ | ૧૦·૦ | ૩૫·૦ | ૩૧·૦ | ૧૪·૦ | ૫૯·૦ |
| મદ્રાસ | ૮૨·૦ | ૪૧·૦ | ૧૧·૦ | ૨૭·૦ | ૭·૦ | ૩૨·૦ |
| ત્રાવણકોર-કોચીન | ૬૪·૦ | ૪૪·૦ | ૫·૦ | ૨૨·૦ | ૧·૦ | ૩૪·૦ |
| મૈસુર | ૬૬·૦ | ૨૫·૦ | ૩૩·૦ | ૫૯·૦ | ૧·૦ | ૨૬·૦ |

દુઃખની વાત છે કે 'ક' વર્ગનાં રાજ્યોમાંથી બિહાર, પંજાબ તથા પશ્ચિમ બંગાળના પૂરા આંકડા અમને મળ્યા નથી. છતાં જે આંકડા છે તે પણ ત્યાંની ભૂમિ–સમસ્યાનો ખ્યાલ આપવા માટે પૂરતા છે. બિહારમાં પાંચ એકરથી ઓછી જમીનવાળા કિસાન ૮૩ ટકા છે, પાંચથી પચાસ એકરવાળા ૧૬ ટકા અને ૫૦થી વધારે એકરવાળા માત્ર ૭ ટકા છે. પશ્ચિમ બંગાળમાં બે એકરથી ઓછી જમીનવાળા ૩૪ ટકા, બેથી ચાર એકરવાળા ૨૮ ટકા અને ચારથી વધારે એકરવાળા ૩૮ છે. પંજાબમાં ખેતી પર જીવનારાં લોકોમાંથી લગભગ સીત્તેર લાખ ભૂમિહીન મજૂરો છે.

આખા દેશની ભૂમિ–સમસ્યાનો ખ્યાલ નીચે આપેલી ભૂમિહીન મજૂરોની સંખ્યા પરથી આવશે.

| રાજ્ય | ખેતી પર નભતી વસ્તી | ખેત–મજૂરી પર નભતી જનસંખ્યા |
|---|---|---|
| આસામ | ૭૨,૪૧,૧૭૨ | ૧,૫૯,૦૨૩ |
| બિહાર | ૩,૪૬,૧૧,૨૫૪ | ૮૭,૯૫,૨૦૨ |
| ઓરિસ્સા | ૧,૧૬,૧૨,૩૬૭ | ૧૮,૦૩,૯૬૮ |
| ઉત્તર પ્રદેશ | ૪,૬૮,૯૬,૬૭૨ | ૩૬,૧૨,૨૦૯ |
| પશ્ચિમ બંગાળ | ૧,૪૧,૯૫,૧૬૧ | ૩૦,૪૧,૮૮૧ |
| પૂર્વ પંજાબ | ૮૦,૬૮,૫૯૭ | ૧,૬૨,૬૭૭ |
| મુંબઈ | ૨,૨૦,૯૮,૨૯૩ | ૩૨,૫૨,૫૪૬ |
| મધ્ય પ્રદેશ | ૧,૬૧,૪૮,૮૭૯ | ૪૩,૩૬,૨૮૨ |
| મદ્રાસ | ૩,૭૦,૨૨,૭૯૦ | ૧,૦૩,૯૩,૩૬૨ |

| રાજ્ય | ખેતી પર નભતી વસ્તી | ખેત-મજૂરી પર નભતી જનસંખ્યા |
|---|---|---|
| ત્રાવણકોર-કોચીન | ૫૦,૯૦,૩૦૬ | ૧૮,૭૧,૭૬૭ |
| મ્હૈસૂર | ૬૩,૪૩,૩૬૦ | ૬,૧૫,૮૫૩ |
| હૈદરાબાદ | ૧,૨૭,૧૪,૮૨૪ | ૩૨,૯૯,૭૭૩ |
| મધ્ય ભારત | ૫૭,૪૪,૪૦૬ | ૮,૮૪,૬૧૮ |
| રાજસ્થાન | ૧,૦૮,૩૬,૯૩૯ | ૮,૭૪,૯૯૬ |
| પેપ્સુ | ૩૫,૩૪,૬૮૪ | ૩,૫૮,૬૭૬ |
| સૌરાષ્ટ્ર | ૧૯,૨૯,૧૨૦ | ૧,૫૫,૫૮૫ |
| વિંધ્ય પ્રદેશ | ૩૨,૧૪,૩૬૪ | ૬,૨૯,૮૧૩ |
| હિમાચલ પ્રદેશ | ૯,૧૪,૨૩૮ | ૬૨,૦૯૮ |
| દિલ્હી | ૧,૭૨,૧૮૬ | ૨૯,૨૭૬ |
| અજમેર | ૩,૧૪,૯૦૫ | ૧૯,૫૬૮ |
| ત્રિપુરા | ૪,૮૦,૮૯૨ | ૩૦,૮૮૬ |
| કુર્ગ | ૧,૩૨,૩૦૩ | ૨૪,૫૩૩ |
| કચ્છ | ૨,૩૮,૫૮૧ | ૧૬,૮૯૫ |
| ભોપાળ | ૫,૪૮,૩૩૦ | ૧,૬૭,૪૨૫ |
| વિલાસપુર | ૧,૧૪,૩૯૮ | ૧,૯૮૬ |

: ૭ :

## વહેવારુ બાજુ

પોચમપલ્લીમાં ભૂદાનયજ્ઞનું બી પડયું એનું આજે તો એક વિશાળ વૃક્ષ બની ગયું છે. એ વૃક્ષમાંથી અનેક શાખાઓ ફૂટી છે અને ફૂલીફાલી પણ છે. આ બધી શાખાઓ વિષે જાણીને એની મારફતે આપણે ભૂદાનયજ્ઞની વહેવારુ બાજુ તપાસીશું.

આ આંદોલનમાં જુદી જુદી જાતનાં દાનો લેવામાં આવે છે તે આ પ્રમાણે છે: ભૂમિદાન, સંપત્તિદાન, શ્રમદાન, સાધન-દાન, કૂપ–દાન, અલંકારદાન, બુદ્ધિદાન અને જીવનદાન.

**ભૂમિદાન**માં ઉત્પાદનનાં સાધનોની માલિકી ઉત્પાદકને સોંપવાની અને અનુત્પાદકની માલિકી ખતમ કરવાની પ્રક્રિયાઓ છે. જમીન–માલિક કોઈ ભૂદાન–કાર્યકર્તા પાસે અથવા જાહેર સભામાં અથવા પત્ર લખીને પોતાનો દાન આપવાનો સંકલ્પ જાહેર કરે છે. ત્યાંથી ભૂદાનની પ્રત્યક્ષ પ્રક્રિયા શરૂ થઈ. સામાન્ય રીતે જમીનમાલિક તે વખતે દાનપત્ર પર પોતાની સહી કરી આપે છે. દાનપત્રનો નમૂનો આ પુસ્તકમાં પરિશિષ્ટ (૨)માં આપ્યો છે. સંકલ્પ કરતી વખતે કોઈ શરતો લખવાની રહી ગઈ હોય તો તે પાછળથી લખાવી લેવામાં આવે છે. દાનપત્ર ભરાયા બાદ જમીન વહેંચાઈ ન જાય ત્યાં સુધી દાતા એના પર પહેલાંની જેમ જ ખેતી કરતો રહે છે. જમીન વહેંચાતા પહેલાં જે કાંઈ ઉપજ એ ખેતરમાંથી થાય તેમાંથી

એ પોતાને થયેલો ખર્ચ કાઢી લઈ બાકીનો નફો ભૂદાન-સમિતિને આપે છે. દાનપત્ર ભર્યા પછી એણે વિશેષ કંઈ કરવાનું રહેતું નથી. હા, એની પાસેથી એવી આશા જરૂર રખાય છે કે એ ભૂદાનનું સાહિત્ય વાંચે અને નવાં દાન મેળવવામાં મદદ કરે. ભૂમિ-વિતરણની ક્રિયાનું વર્ણન આ પ્રકરણમાં જ આગળ આવશે.

સંપત્તિદાન એ પૈસાનું દાન-ફાળો નથી. એમાં દાતા પોતાની કમાણીનો એક ઠરાવેલો ભાગ નિયમિત આપવાનો સંકલ્પ કરે છે. આ રકમ એણે ભૂદાન-સમિતિ કે વિનોબાને નથી આપવાની. એ એની પોતાની જ પાસે અલગ રાખે છે અને વિનોબાની સૂચના પ્રમાણે એનો ઉપયોગ કરે છે. હાલ સંપત્તિદાનનો ઉપયોગ ત્રણ રીતે થાય છે.

(૧) ભૂમિહીનોને વસાવવા માટે જરૂરી સાધનો ખરીદવામાં,
(૨) ત્યાગી સેવકોના નિર્વાહ માટે, અને
(૩) સત્સાહિત્યના પ્રચારમાં મદદ તરીકે

સંપત્તિદાનયજ્ઞમાં અપરિગ્રહ અને અર્થ-શુચિત્વનો સંકેત છે. આ વિષયની વધુ માહિતી સ્વ. જાજૂજીના 'સંપત્તિ-દાન યજ્ઞ' નામના પુસ્તકમાંથી મળી શકે. સંપત્તિદાન-પત્રનો નમૂનો પરિશિષ્ટ (૩) માં આપ્યો છે.

જે લોકો ભૂમિ અને સંપત્તિ આપી શકતા નથી તે **શ્રમદાન** કરી શકે છે. ભૂમિહીનોને પડતર જમીન મળે છે. એ જમીન તોડીને ખેતી લાયક બનાવવા માટે શ્રમની જરૂર પડે છે. આજ સુધીમાં અનેક ભૂમિહીનો, વિદ્યાર્થીઓ તથા

મધ્યમ વર્ગના લોકોએ શ્રમદાનમાં પ્રત્યક્ષ ભાગ લીધો છે. શ્રમદાનમાં શ્રમની અને શ્રમિકની પ્રતિષ્ઠાનો સંકેત છે. એને વિષે વધુ માહિતી શ્રી. શિવાજી ભાવેના **'શ્રમદાન'** નામના પુસ્તકમાં મળશે.

જે ભૂમિહીનોને નવી જમીન અપાય છે તેમને કામની શરૂઆત કરવા હળ, બળદ અને ખેતીનાં બીજાં સાધનોનો ખપ પડે છે. આમાં મદદ કરવા **સાધનદાન** લેવાય છે. સામાન્યતઃ સાધનદાનનું પણ પત્રક જ ભરાવવામાં આવે છે. વિતરણ વખતે દાતાને કહેવામાં આવે છે કે તમે દાનમાં આપેલું હળ ફલાણા ભૂમિહીનને આપો–વગેરે. કેટલીક ભૂમિદાન સમિતિઓ સાધનદાન માટે રોકડ નાણું પણ સ્વીકારે છે. પણ એ અપવાદ છે, નિયમ નથી.

ભૂમિહીનોને અપાતી જમીન પર કૂવો ખોદાવી દેવો એ પણ ભૂદાનયજ્ઞના નવનિર્માણ કાર્યનું એક અંગ છે. કૂવા માટે ખાસ દાન લેવામાં આવે છે, એને **કૂપદાન** કહે છે. ખરી રીતે તો આ પણ સાધનદાનનું જ એક અંગ છે. કૂવા માટે ત્રણ રીતે દાન લેવાય છે–સીમેન્ટ, લોઢું વગેરે સાધન-રૂપે, ઘરેણાં રૂપે, (ઘરેણાં પછીથી વેચી નાંખી એનું ઉપજેલું નાણું કૂવો ખોદવામાં વપરાય છે.) અને રોકડ પૈસા.

કૂપદાન માટે **અલંકાર–દાનની** વાત હમણાં કરી. આ યજ્ઞમાં બહેનો વિશેષ પ્રમાણમાં ભાગ લઈ શકે અને લે છે. આ આંદોલનમાં સ્વ. જમનાલાલ બજાજનાં ધર્મપત્ની જાનકી-

દેવી બજાજ ખૂબ રસ ધરાવે છે. વિનોબા તો પોતાની અનોખી ઢબે કહે જ છે, "गहनोंने बहनोंको दबा दिया है, मैं उन्हे अलंकार-दानके द्वारा भयमुक्त करना चाहता हूं." (ઘરેણાંએ બહેનોને દાબી દીધી છે, અલંકાર-દાન મારફત હું એમને ભયમાંથી છોડાવવા માંગું છું.)

આટલા પરથી વાચકોને સમજાઈ જશે કે ભૂમિપ્રાપ્તિ કરતાં પણ કેટલુંય અઘરૂં કામ ભૂમિ-વિતરણનું છે, અને નવનિર્માણનું કામ એથી પણ વધારે ધીરજ અને સાવધાનીનું છે. પાંચ કરોડ એકર જમીન પ્રાપ્ત કરવી એ જેવું તેવું કામ નથી. ભૂમિહીનોને એ ન્યાય્ય રીતે વહેંચી આપવી-વહેંચવી એ પણ અઘરૂં છે. અને આખા દેશમાં જમીન માટેનાં સાધનો અને પાણીની ગોઠવણ કરવી, જ્યાં નવાં ગામ વસાવવાનાં હોય ત્યાં ગ્રામ-રચના કરવી, ગ્રામોદ્યોગ, નયી તાલીમ, ગ્રામ-આરોગ્ય, ન્યાય-વ્યવસ્થા વગેરેની ગોઠવણ કરવી એ તો ભગીરથ કામ છે. દેશ સમક્ષ નવનિર્માણનું એક અદ્વિતીય કામ છે. એ અઘરૂં છે અને તેથી જ પાનો ચડાવે એવું પણ છે.

અહીં **બુદ્ધિદાન** અને જીવનદાનનું મહત્ત્વ સમજાય છે. બુદ્ધિદાનના અનુસંધાનમાં વિનોબાએ એક બે ઠેકાણે વકીલોને ભૂમિહીનોના કેસ મફત લડી આપવા કહ્યું હતું. આ બુદ્ધિદાનનો એક પ્રકાર જ છે. બુદ્ધિદાનનો આટલેથી જ પાર નથી આવતો. વિનોબા પણ એવું કહેતા નથી. ખરી રીતે નવનિર્માણના મહાન કાર્યમાં દેશના એકેએક બુદ્ધિશાળીની બુદ્ધિને માટે કામ છે. અને એ જ વ્યાપક બુદ્ધિદાન છે. ગામડે

ઇજનેરની જરૂર છે, શિક્ષકની જરૂર છે, વૈદ્યની જરૂર છે અને કાયદાના જાણકારની પણ જરૂર છે. આ બધાની બુદ્ધિનું દાન બુદ્ધિદાનમાં સમાય છે. બુદ્ધિદાનમાં બુદ્ધિજીવી અને શ્રમજીવી વચ્ચેના ભેદના નિરાકરણનો સંકેત છે.

આ મહાન કાર્યમાં પોતાનું આખું જીવન હોમી દેવાને **જીવનદાન** કહે છે. આની વધુ માહિતી માટે શ્રી જયપ્રકાશ નારાયણનું 'જીવનદાન' પુસ્તક જરૂર વાંચવું.

## ભૂમિવિતરણ

ભૂમિદાનયજ્ઞમાં પૂરતી જમીન મળી જાય એટલે એની વહેંચણીનું કામ ઉપાડવામાં આવે છે. જે પ્રદેશમાં એક જ જગ્યાએ વધારે જમીન મળી હોય ત્યાં પ્રથમ વહેંચણી કરવામાં આવે છે. આજ સુધી ભૂદાન આંદોલનમાં પ્રાપ્તિ પર વધારે ધ્યાન અપાયું છે. હવે વહેંચણી પર પણ એટલું જ ધ્યાન આપવામાં આવશે. જે ગામમાં જમીન વહેંચવાની હોય છે તે ગામમાં એક અઠવાડિયા આગળથી વિતરણની સૂચના અપાય છે. વિતરણ પહેલાં મળેલી જમીન પણ જોઈ લેવામાં આવે છે. વિતરણના કામમાં ભૂદાન કાર્યકર્તાએ તો મોટે ભાગે સાક્ષી જ રહેવાનું હોય છે. નિર્ણય કરવાનું કામ ગ્રામજનો પર જ છોડવામાં આવે છે. એક કુટુંબને ઓછામાં ઓછી કેટલી જમીન આપવી જોઈએ એ સ પ્રથમ નક્કી કરવામાં આવે છે. ત્યાર બાદ ભૂમિવિતરણના નિયમો પ્રમાણે ભૂમિહીનોનું વર્ગીકરણ કરવામાં આવે છે. જ્યાં જમીન થોડી હોય અને ભૂમિહીનો વધારે હોય ત્યાં જમીન કોને આપવામાં

આવે તેનો નિર્ણય ભૂમિહીનો પોતે કરે છે. નિર્ણય ન થઈ શકે ત્યારે ચીઠ્ઠી ઉપાડીને નિર્ણય કરવામાં આવે છે. ભૂમિ-વિતરણ વખતે સેવકોને અનેક પાવન પ્રસંગોનો અનુભવ થાય છે. જમીન થોડી હોય તો લોકો બીજી જમીનો પણ દાનમાં આપે છે. ભૂમિહીનો પોતે પણ બીજા ભૂમિહીન માટે થઈને પોતાની માંગણી પાછી લઈ લે છે. પ્રેમની તો જાણે ત્યાં હોડ બકાય છે.

આ રીતે અપાયેલી જમીન નવો ખેડૂત વેચી નથી શકતો, ગીરવી મૂકી નથી શકતો, એના પર કોઈ જાતનો બોજો પણ નથી કરી શકતો, કે એને પડતર પણ રાખી શકતો નથી.

નીચે પ્રમાણે ભૂમિ-વિતરણના નિયમો છે :

(૧) જે ગામમાં વિતરણ કરવાનું હોય તે ગામની તારીખ ઠરાવવી, તે તારીખના એક અઠવાડિયા પહેલાં પડો વગડાવીને તથા પત્રિકા છપાવીને ગામ લોકોને ખબર આપવી જોઈએ. ઘેર ઘેર એ ખબર પહોંચે એવી વ્યવસ્થા થવી જ જોઈએ.

(૨) વિતરણના આગલા દિવસે ફરીથી એ સૂચના ગામમાં અપાવી જોઈએ. વિતરણના કાર્યક્રમના સમાચાર કલેકટર તથા લાગતાવળગતા અધિકારીઓને પણ આપવા જેથી વિતરણ વખતે એમના કર્મચારીઓ હાજર રહી શકે.

(૩) વિતરણ કરનારે જમીનની પૂરી માહિતી સરપંચ તથા તલાટી પાસેથી પહેલેથી મેળવી લેવી અને અનુકૂળતા

પ્રમાણે જઈને જમીનની સ્થિતિ, જાત, બર વગેરે પણ જોઈ રાખવાં.

(૪) આખા ગામની સભા કરીને ગામમાં ભૂમિહીન કોણ કોણ છે તે જાણી લેવું.

(૫) ભૂમિ–વિતરણ પણ ગામલોકની સાર્વજનિક સભામાં જ થાય. એમાં મામલતદાર પણ હાજર રહે. કલેક્ટર મામલતદારને બદલે બીજો કોઈ અધિકારી પણ મોકલી શકે છે. ઉપરાંત તલાટી તથા સર્કલ ઈન્સ્પેક્ટરે પણ હાજર રહેવું જરૂરી છે.

(૬) બનતાં સુધી ભૂમિ–વિતરણ સર્વ સંમતિથી કરવામાં આવે. પણ મતભેદ પડે તો કયા ભૂમિહીનોને જમીન આપવી તેનો ફેંસલો ભૂમિહીનો જ સર્વસંમતિથી કરે. અને જો ભૂમિહીનોનો એકમત ન થાય અને કાર્યકર્તાએ જ નિર્ણય કરવો પડે તો ચીઠ્ઠીઓ નાંખીને નિર્ણય કરે.

(૭) વિતરણ વખતે ગામના સજ્જનો અને મહાજનોનો સહકાર લેવો. આથી ભવિષ્યમાં નવી ભૂમિ પ્રાપ્ત કરવામાં તથા ભૂમિહીનોને અન્ય સગવડો અપાવવામાં એમનો સહકાર મળી શકશે.

(૮) બનતાં સુધી મળેલી જમીનનો ત્રીજો ભાગ હરિજનોને આપવામાં આવે.

(૯) બનતાં સુધી જમીન જે તે ગામના જ ભૂમિહીનોને આપવી. એક જથ્થે વધારે જમીન મળી હોય અને તે

આવે તેનો નિર્ણય ભૂમિહીનો પોતે કરે છે. નિર્ણય ન થઈ શકે ત્યારે ચીઠ્ઠી ઉપાડીને નિર્ણય કરવામાં આવે છે. ભૂમિ-વિતરણ વખતે સેવકોને અનેક પાવન પ્રસંગોનો અનુભવ થાય છે. જમીન થોડી હોય તો લોકો બીજી જમીનો પણ દાનમાં આપે છે. ભૂમિહીનો પોતે પણ બીજા ભૂમિહીન માટે થઈને પોતાની માંગણી પાછી લઈ લે છે. પ્રેમની તો જાણે ત્યાં હોડ બકાય છે.

આ રીતે અપાયેલી જમીન નવો ખેડૂત વેચી નથી શકતો, ગીરવી મૂકી નથી શકતો, એના પર કોઈ જાતનો બોજો પણ નથી કરી શકતો, કે એને પડતર પણ રાખી શકતો નથી.

નીચે પ્રમાણે ભૂમિ-વિતરણના નિયમો છે :

(૧) જે ગામમાં વિતરણ કરવાનું હોય તે ગામની તારીખ ઠરાવી, તે તારીખના એક અઠવાડિયા પહેલાં પડો વગડાવીને તથા પત્રિકા છપાવીને ગામ લોકોને ખબર આપવી જોઈએ. ઘેર ઘેર એ ખબર પહોંચે એવી વ્યવસ્થા થવી જ જોઈએ.

(૨) વિતરણના આગલા દિવસે ફરીથી એ સૂચના ગામમાં અપાવી જોઈએ. વિતરણના કાર્યક્રમના સમાચાર કલેકટર તથા લાગતાવળગતા અધિકારીઓને પણ આપવા જેથી વિતરણ વખતે એમના કર્મચારીઓ હાજર રહી શકે.

(૩) વિતરણ કરનારે જમીનની પૂરી માહિતી સરપંચ તથા તલાટી પાસેથી પહેલેથી મેળવી લેવી અને અનુકૂળતા

પ્રમાણે જઈને જમીનની સ્થિતિ, જાત, બર વગેરે પણ જોઈ રાખવાં.

(૪) આખા ગામની સભા કરીને ગામમાં ભૂમિહીન કોણ કોણ છે તે જાણી લેવું.

(૫) ભૂમિ–વિતરણ પણ ગામલોકની સાર્વજનિક સભામાં જ થાય. એમાં મામલતદાર પણ હાજર રહે. કલેક્ટર મામલતદારને બદલે બીજો કોઈ અધિકારી પણ મોકલી શકે છે. ઉપરાંત તલાટી તથા સર્કલ ઈન્સ્પેકટરે પણ હાજર રહેવું જરૂરી છે.

(૬) બનતાં સુધી ભૂમિ–વિતરણ સર્વ સંમતિથી કરવામાં આવે. પણ મતભેદ પડે તો કયા ભૂમિહીનોને જમીન આપવી તેનો ફેંસલો ભૂમિહીનો જ સર્વસંમતિથી કરે. અને જો ભૂમિહીનોનો એકમત ન થાય અને કાર્યકર્તાએ જ નિર્ણય કરવો પડે તો ચીઠ્ઠીઓ નાંખીને નિર્ણય કરે.

(૭) વિતરણ વખતે ગામના સજ્જનો અને મહાજનોનો સહકાર લેવો. આથી ભવિષ્યમાં નવી ભૂમિ પ્રાપ્ત કરવામાં તથા ભૂમિહીનોને અન્ય સગવડો અપાવવામાં એમનો સહકાર મળી શકશે.

(૮) બનતાં સુધી મળેલી જમીનનો ત્રીજો ભાગ હરિજનોને આપવામાં આવે.

(૯) બનતાં સુધી જમીન જે તે ગામના જ ભૂમિહીનોને આપવી. એક જગ્યે વધારે જમીન મળી હોય અને તે

ગામનાં ભૂમિહીનોને વહેંચ્યા પછી પણ વધતી હોય તો આજુબાજુનાં ગામોનાં ભૂમિહીનોને એ આપી શકાય. મોટા મોટા ટુકડા પર બહારનાં લોકોને વસાવી શકાય.

(૧૦) નવાં ગામ વસાવવાં હોય કે મોટું પરું વસાવવું હોય તો સમિતિ એ માટે ખાસ નિયમો ઘડી કાઢે. આમાં શ્રી પુરુષોત્તમદાસ ટંડનજીની યોજના બને તેટલી લાગુ કરવી. એ યોજનામાં ટુંકામાં એવું છે કે દરેક ઘરને ફરતી થોડી એવી જમીન હોય કે જેમાં શાકભાજી, ફળફૂલ વગેરે થઇ શકે, અને ઘરનાં મળ–મૂત્ર માટે એક ખાડો પણ હોય.

(૧૧) સાધારણ રીતે, જે ભૂમિહીનને બીજો કોઈ ધંધો ન હોય, જે જાતે ખેતી કરી શકે તેમ હોય અને કરવા માંગતો હોય એવાને જમીન આપવી. નવાં ગામ વસાવવા માટે ભૂમિ આપવામાં આવે ત્યારે ખાસ ધ્યાન રાખવું કે નવું વસનારું ગામ સુંદર અને સ્વાવલંબી બને. એવે વખતે જરૂર પડયે નિયમમાં ઘટતા ફેરફાર કરી શકાશે.

(૧૨) પાંચ માણસના એક કુટુંબ માટે ઘણું ખરું એક એકર પીતની અને અઢીથી પાંચ એકર સૂકી જમીન અપાય. છતાં ખાસ સંજોગોમાં જમીનની જાત જોઇને પાંચ એકરથી વધારે જમીન આપી શકાય.

(૧૩) દાનમાં મળેલા નાના ટુકડાઓ અદલાબદલી કરીને બને ત્યાં સુધી જમીન એકજથે કરવાનો પ્રયત્ન કરવો. નાના ટુકડા હોવાથી ભૂમિહીનોને આપી શકાય એમ ન હોય, અથવા

જ્યાં ભૂમિહીનો જ ન હોય ત્યાં પહેલાં તો બહુ થોડી જમીન-વાળાઓને એ જમીન આપી શકાય. આમ પણ થઈ શકે તેમ ન હોય તો એવા ટુકડાઓ ગ્રામોપયોગી સાર્વજનિક કામમાં લઈ શકાય. દા. ત. ખાતરના ખાડા, જાજરૂ વગેરે.

(૧૪) જેમને જમીન અપાશે તે તેને દસ વર્ષ સુધી વેચી નહીં શકે. *

(૧૫) જમીન અપાય તે જ દિવસથી ખેતી કરી શકાય તેવી હોય તો નિયમ પ્રમાણે લેનારાએ સરકારી મહેસૂલ ભરવું પડશે.

(૧૬) દાનમાં મળેલી જમીન જો બે વર્ષ સુધી પડતર પડી રહે તો સરકારને એ જમીન બીજા ભૂમિહીન કિસાનોને નિયમ પ્રમાણે વહેંચી દેવાનો અધિકાર રહેશે.

(૧૭) જમીનનું વિતરણ થાય ત્યાં બાકી રહેલા ભૂમિહીનો માટે નવી જમીન તે જ વખતે તેમ જ ત્યાર પછી પણ મેળવવાનો પ્રયત્ન કરવામાં આવશે.

(૧૮) અગાઉ ખેડાઈ ન હોય એવી નવી તોડેલી જમીન, પડતર જમીન અથવા ખારી જમીનને ફરી ખેડાણલાયક બનાવવા માટેનો સમય ત્રણ વર્ષનો રહેશે.

ભૂમિ-વિતરણના કામમાં સગવડ કરી આપવાની દૃષ્ટિએ કેટલાંક રાજ્યોમાં ભૂદાન-ધારા પણ કરવામાં આવ્યા છે. આ કાયદાઓમાં જુદી જુદી પરિસ્થિતિઓને લીધે થોડા થોડા ફેરફાર છે. પરંતુ આ કાયદાઓથી ભૂમિહીનોને નિયંત્રિત માલિકી-હક આપવામાં આવે છે. જમીનનો મોં-બદલો કરવામાં

* આ ફક્ત ઉત્તર પ્રદેશને લાગુ પડે છે.

ટીકીટ વગેરેનો જે ખર્ચ થાય તે માફ કરવામાં આવે છે. એની વ્યવસ્થા કરવા માટે ભૂદાન–ધારા બોર્ડ પણ રચવામાં આવે છે. આ બોર્ડના સભ્યો વિનોબા નીમે છે. આજ સુધીમાં હૈદરાબાદ, મધ્ય પ્રદેશ, ઉત્તર પ્રદેશ, વિંધ્ય પ્રદેશ, રાજસ્થાન, બિહાર, ઓરિસ્સા અને સૌરાષ્ટ્રમાં ભૂદાન–કાયદા બની ચૂકયા છે. બીજાં રાજ્યો કાયદા કરવાની તૈયારીઓ કરી રહ્યાં છે.

## દેશમાં ભૂદાન આંદોલન

ક્રાંતિ પોતાની સાથે જ પોતાના કાર્યકર્તાઓ લેતી આવે છે. જમાનાની માંગ સંતોષતાં જ એની અસર ચારે બાજુ ખૂણેખાંચરેથી વરતાવા માંડે છે. વિનોબાને આજથી ચાર વર્ષ પહેલાં ગણ્યા ગાંઠ્યા લોકો જ ઓળખતા હતા. આજે દેશ–વિદેશમાંથી લોકો એમની પદયાત્રામાં જોડાવા આવે છે. આપણા દુર્ભાગ્યને લીધે દેશમાંથી જેટલાએ આ કાર્યમાં ઝંપલાવવું જોઈતું હતું તેટલાએ હજી સુધી ઝંપલાવ્યું નથી. આમ છતાં પણ લગભગ બધા જ રાજકીય પક્ષોએ ઠરાવો કરીને ભૂદાન–આંદોલનને ટેકો આપ્યો છે. અને જે લોકો આ આંદોલનમાં પડયાં છે તે લોકોએ તો એને સફળ કરવા તનતોડ પ્રયત્ન કર્યો છે. દેશનો એકે પ્રદેશ ભૂદાન પ્રવૃત્તિ વગરનો નથી. આપણે દેશના ભૂદાન આંદોલન ઉપર જરા નજર નાંખીએ.

ભૂદાનયજ્ઞનું તંત્ર સંભાળવાની જવાબદારી અખિલ ભારત સર્વસેવાસંઘે ઉપાડી લીધી છે. એની નિગાહબાની હેઠળ પ્રાંતિક ભૂદાન સમિતિઓ કામ કરે છે. આ પ્રાંતિક સમિતિઓ વિનોબાએ સ્થાનિક કાર્યકર્તાઓની સલાહથી નીમી છે. આ ભૂદાન–

સમિતિઓમાંથી મોટા ભાગનો ખર્ચ ગાંધી સ્મારક નિધિ તરફથી મળે છે.

વિનોબા ઉપરાંત જે બીજાઓએ અખિલ ભારતીય ક્ષેત્રમાં ભૂદાનનું કામ કર્યું છે તેમનાં નામોનો ઉલ્લેખ કરવા જેવો છે. શ્રી. શંકરરાવ દેવ પોતે સર્વસેવાસંઘના મંત્રી હતા તે. ૧૯૫૨થી ૧૯૫૪ના બે વર્ષ પોતાની પૂરેપૂરી શક્તિ ભૂમિદાન–યજ્ઞમાં વાપરી દેશના મોટા ભાગના પ્રદેશોમાં એમણે પ્રવાસ ખેડયો. મોટે ભાગે એ પગપાળી યાત્રા જ કરતા. એમના પ્રવાસથી કેટલાય પ્રદેશોને, તેમાં ખાસ કરીને દક્ષિણ ભારતનાં લોકોને ગાંધીવિચારની એક નવી પ્રેરણા પ્રાપ્ત થઈ. શ્રી. જયપ્રકાશ નારાયણ ભૂદાન–આંદોલનમાં કંઈક પાછળથી આવ્યા. પણ એ જ્યાં જ્યાં ગયા ત્યાં એમણે નવી ક્રાંતિની ભેરી બજાવી. એમણે રાજકારણનો ત્યાગ કરી સર્વોદયના કામ માટે જીવનદાન દીધું. આ બનાવ તો દેશના ઇતિહાસમાં પોતાનું આગવું સ્થાન ધરાવશે.

દાદા ધર્માધિકારીનાં ભાષણોએ દેશના ખૂણે ખૂણે પથરાયેલા કાર્યકર્તાઓને સર્વોદય–વિચારની સૈદ્ધાંતિક ભૂમિકા સમજાવી. વિમલા તાઈના પ્રવાસોએ દેશનાં કેટલાય પ્રદેશોમાં તથા મોટાં શહેરોમાં જાણે નવી ચેતના પૂરી. સ્વ. શ્રી. શ્રીકૃષ્ણદાસ જાજૂજીના પ્રવાસોએ બતાવી આપ્યું કે ભૂદાનયજ્ઞમાં બુઢ્ઢાઓને પણ જુવાન બનાવી દેનારી સંજીવની–શક્તિ ભરી પડી છે.

જે મુખ્ય મુખ્ય વ્યક્તિઓ આ કાર્યમાં પોતાની ત…

શક્તિઓ લગાડીને કામ કરી રહેલ છે તેમનાં બધાંનાં નામ પણ આ પુસ્તકની મર્યાદામાં રહીને તો ગણાવી શકાય તેમ નથી. આ બધાએ પોતપોતાના ક્ષેત્રોને ભૂદાન-રંગે રંગી નાંખ્યાં છે. ભૂદાનના કામ મારફતે એમણે પોતાની પણ શક્તિ વધારી લીધી છે. એ કહેવાની જરૂર નથી કે સર્વસેવા સંઘના પ્રમુખ શ્રી. ધીરેન્દ્ર મજૂમદાર, મંત્રી શ્રી. અણ્ણા સહસ્રબુદ્ધે તથા શ્રી. વલ્લભસ્વામી કાર્યકર્તાઓ માટે અખંડ પ્રેરણાનાં સ્થાન બની રહ્યા છે.

ભૂદાન આંદોલને વધતાં ઓછાં બધા જ પ્રદેશમાં પોતાનાં મૂળિયાં નાંખ્યાં છે. એક કાશ્મીરને બાદ કરતાં કોઈ પણ પ્રદેશ એવો નથી કે જેણે ભૂમિદાન અને સંપત્તિદાન ન દીધાં હોય.

વિનોબાએ પ્રથમ ભૂદાનયજ્ઞ તેલંગણામાં શરૂ કર્યો. હૈદરાબાદની સરહદ પર આવેલા મંચરિયાલ નામના ગામે પહેલું સંમેલન ભરાયું. ત્યાં બધાએ મળી એક લાખ એકરનો સંકલ્પ કર્યો. આજે એ સંકલ્પ પૂરો પણ થઈ ચૂકયો છે. ત્યાર પછી પણ ત્યાંના મુખ્ય નેતા અને કાર્યકર્તાઓ તેજ ગતિથી એમાં કામ કરી રહ્યા છે. હૈદરાબાદના ત્રણ ભાગ છે– મરાઠાવાડા, કર્ણાટક અને તેલંગણા. ત્રણેમાં આજે કામ ચાલી રહ્યું છે. સાથે સાથે વિતરણનું કામ પણ જારી છે. તેલંગણાના પોચમપલ્લી (જ્યાં સો પ્રથમ ભૂમિદાન મળ્યું અને જ્યાંથી ભૂદાનની ગંગોત્રી વહી.) ગામમાં જે લોકોને જમીનો અપાયેલી તેઓની સ્થિતિ હવે ઘણી સારી છે. અહીં શ્રી. કેશવરાવ,

શ્રી. સ્વામી રામાનંદ તીર્થ વગેરે આ કામમાં ખૂબ લાગેલા છે.

પછીથી વિનોબા મધ્ય પ્રદેશ, રાજસ્થાન, મધ્ય ભારત અને વિંધ્ય પ્રદેશમાં ફરતાં ફરતાં દિલ્હી પહોંચ્યા. આ બધા જ પ્રાંતોમાં આજે ભૂદાનનું કામ ચાલી રહ્યું છે. દિલ્હી રાજ્યમાં સંપત્તિદાનનું કામ વધતું જાય છે. રાજસ્થાને તો ભૂમિપ્રાપ્તિનો પોતાનો કોટા પૂરો પણ કરી દીધો છે. મધ્ય પ્રદેશમાં યુવાન સંઘટકોનું જૂથ ઘણું સારું કામ કરી રહ્યું છે. આ પ્રદેશોમાં ભૂમિદાન સાથે વિતરણનું કામ પણ ઝપાટાભેર ચાલી રહ્યું છે. કેટલીક જગ્યાએ તો નવનિર્માણનું કામ પણ ચાલુ છે. આ પ્રાંતોમાં સર્વ શ્રી દાદાભાઈ નાઈક, ગોકુળભાઈ ભટ્ટ, સિદ્ધરાજજી ઢઢ્ઢા, ખોડેજી, ચતુર્ભુજ પાઠક વગેરે કસાયેલા કાર્યકર્તાઓ કામે લાગેલા છે.

દિલ્હી પછી વિનોબા ઉત્તર પ્રદેશ અને હિમાચલ પ્રદેશ ફર્યા. હિમાચલ પ્રદેશમાં શ્રી. ધર્મદેવ શાસ્ત્રીજીના પ્રયત્નોથી એક આખી જાગીર મળી. અને ઉત્તર પ્રદેશમાં શ્રી. દીવાન શત્રુઘ્નસિંહજીના પ્રયત્નોથી એક આખું ગામ મળ્યું. ઉત્તર પ્રદેશે પોતાનો પાંચ લાખ એકરનો કોટા પૂરો કર્યો છે અને હવે વિતરણમાં માંડયું છે. ઉત્તર પ્રદેશના એકે એક જિલ્લામાં વિનોબા ફર્યા, ઠેરઠેર ભૂદાનનો સંદેશો સંભળાવ્યો અને લાખો એકર જમીન મેળવી. ઉત્તર પ્રદેશના રાજકીય નેતાઓએ પણ પૂરો સહકાર આપ્યો. અહીંની પ્રસિદ્ધ રચનાત્મક સંસ્થા ગાંધી–આશ્રમે આખા પ્રદેશમાં વ્યવસ્થા અને ભૂદાન પ્રાપ્તિમાં મદદ કરી, તેમ જ પોતાના કાર્યકર્તા પણ આપ્યા. સમાજવાદી

પક્ષે પણ મદદ કરી. બાબા રાઘવદાસ અને અક્ષયકુમારજી કરણનું તપ અહીં તપી રહ્યું છે. આ પ્રદેશના સાહિત્યકારોએ પણ પૂરો સહકાર આપ્યો. વિનોબાએ આ પ્રદેશ છોડ્યો ત્યારે વડાપ્રધાન શ્રી. પંતજીએ કહ્યું, "તમે આ પ્રદેશનું વાતાવરણ ફેરવી નાંખ્યું."

ઉત્તર પ્રદેશ છોડી વિનોબા એકાગ્ર પ્રયોગ કરવા બિહાર ગયા. બિહારે વિનોબાનું હાર્દિક સ્વાગત કર્યું અને રચનાત્મક કાર્યકરો આમાં લાગી ગયા. બિહારમાં આજે લગભગ બાવીસ લાખ એકર જમીન મળી છે, સેંકડો સંપત્તિદાન મળ્યાં છે અને એક હજાર જેટલાં જીવનદાની પણ મળ્યાં છે. કેટલાંક આખાં ને આખાં ગામ મળ્યાં છે અને હવે વિતરણ પણ થઈ રહ્યું છે. બિહારની ભૂમિ-સમસ્યા ઉકેલવાની ચાવી લક્ષ્મીબાબુ જેવા સર્વસંગપરિત્યાગીને ભળાવી વિનોબાએ બંગાળમાં પ્રવેશ કર્યો.

બંગાળમાં ભૂમિપ્રાપ્તિ તો થોડી થઈ પણ વિચારનાં બી ઊંડાં વવાયાં. ત્યાં સરકારની સહાનુભૂતિ નથી છતાં ત્યાંના નિષ્ઠાવાન કાર્યકર્તાઓ ઢીલા ન પડતાં લગનીથી કામમાં લાગ્યા છે અને સારી રીતે કામ પણ શરુ કર્યું છે. ચારુ બાબુ જેવાઓએ ત્રણ ત્રણ હજાર માઈલની યાત્રા કરીને વિચાર-પ્રચાર કર્યો છે. હવે વિનોબા ઉત્કલમાં* ફરી રહ્યા છે. ઉત્કલમાં નેતા અને કાર્યકર્તા બધા જ કામમાં લાગી ગયા છે.

* આ છપાય છે ત્યારે વિનોબાએ ઉત્કલ પછીની આંધ્રની યાત્રા પણ લગભગ પૂરી કરી છે.

અહીં વિનોબાએ ભૂમિક્રાંતિની ધૂણી ધખાવી છે. ત્રણસો જેટલા કાર્યકર્તાઓ બધો વખત આમાં લાગી ગયા છે અને લગભગ ત્રણસો +જેટલાં ગામો મળી ચૂક્યાં છે અને દહાડે દહાડે વધારે ને વધારે મળતાં જાય છે. આની પાછળ કોરાપુટના મૂક સેવક શ્રી. વિશ્વનાથ પટનાયકની તપશ્ચર્યા છે. ભૂમિદાનના ઇતિહાસમાં ઉત્કલ ક્રાંતિ કરશે એવાં શુકન વરતાય છે. વિનોબાએ કહ્યું છે કે આ તો વીર પ્રદેશ છે, એણે જ ચંડ અશોકને ધર્મ અશોકમાં પલટાવી દીધો હતો. પ્રાંતના તપસ્વી નેતા શ્રી. ગોપબાબુ, શ્રી. રમાદેવી, શ્રી. આચાર્ય હરિહરદાસ, શ્રી. માલતીદેવી ચૌધરી વગેરે આ કામમાં જીવ લગાડીને મદદ કરી રહ્યા છે. બાકી પ્રદેશોમાંથી ત્રાવણકોર–કોચીન અને ગુજરાત કામના ઉંડાણની દૃષ્ટિએ ખૂબ આગળ વધ્યાં છે. બન્ને ઠેકાણે જુવાન કાર્યકરોનું જુથ છે. બન્ને વિશિષ્ટ પ્રકારનાં જુથો છે અને પોતપોતાની રીતે પૂરા જોશથી ક્રાંતિની જ્યોત પેટાવી રહ્યા છે. શ્રી. ટોમસ ચેરીયન અને રાજમ્મા બહેન ત્રાવણકોર–કોચીનમાં છે. ગુજરાતનું નામ રવિશંકર મહારાજ ઉજાળી રહ્યા છે. એમની બરોબરીનું કોઈ બીજા પ્રાંતમાં નથી. પ્રેમમૂર્તિ મહારાજે આ મોટી ઉમ્મરે પણ એમની પદયાત્રાની જે તપસ્યા આદરી છે તે ગુજરાતને

+ આજે તો લગભગ હજાર જેટલાં ગામો મળી ચૂક્યાં છે અને ભૂમિદાનના કામ સાથે સાથે ત્યાં વ્યાપક સંપત્તિદાનનાં મંડાણ પણ થઈ ચૂક્યાં છે. અત્યાર સુધીમાં ત્રણ હજારથી પણ વધારે સંપત્તિદાન નોંધાઈ ચૂક્યાં છે.

અવશ્ય ફળવાની છે.

પંજાબમાં લાલા અચિંતરામ પૂરી લગનીથી કામ કરે છે. દેશમાં જે યુવાન બહેનોનું કામ ખાસ નોંધપાત્ર છે તે પૈકીનાં એક બહેન સત્યબાલા છે. એમની પદયાત્રાથી વિચારનાં બી વવાઈ રહ્યાં છે. ત્યાં કામ ભલે થોડું થયું પણ ક્રાંતિના કાર્યમાં પંજાબ પાછળ નહીં પડે એનો અમને ભરોસો છે.

મહારાષ્ટ્રના બારામાં તો એટલું જ કહેવું પૂરતું છે કે જ્યાં આપ્પાસાહેબ પટવર્ધન જેવા અનન્ય સેવક પડ્યા છે, જ્યાં શંકરરાવ દેવની તપશ્ચર્યા પરિપક્વ થઈ છે, જ્યાં સાને ગુરુજીની ભાવના વાતાવરણમાં ભરી પડી છે એવા એ પ્રદેશમાં વિચારના ફેલાવા સાથે ભૂમિક્રાંતિનાં મૂળ ઊંડાં નંખાઈ રહ્યાં છે. અહીં ભૂમિ-પ્રાપ્તિ થોડી થઈ છે એ વાત ખરી, પણ મહારાષ્ટ્રના અનન્ય સેવકોએ સહુની સાથે રહેવાને ગાંઠ વાળી છે. આસામ અને આંધ્રમાં આમ તો બહુ કામ નથી થયું. પરંતુ નિષ્ઠાવાળા કાર્યકરો પોતપોતાની શક્તિ પ્રમાણે કામ કરતા ચાલ્યા જાય છે. કર્ણાટકમાં યુવાન કાર્યકરો ખૂબ ઉત્સાહથી કામ કરે છે. પદયાત્રાઓ કાઢે છે અને સાથે સાથે વિતરણ પણ પતાવતા જાય છે. મ્હૈસુર કર્ણાટકનો જ એક ભાગ છે. ત્યાં પણ સારું કામ થઈ રહ્યું છે.

તામીલનાડના ઉત્સાહી જનસેવક શ્રી. જગન્નાથને એકલા એકલા કામ શરુ કરેલું. હવે એ પ્રદેશના નેતા, શ્રી. રાજાજીના આશીર્વાદ અને પ્રોત્સાહન સાથે તથા શ્રી. કામરાજ નાદરના સક્રિય સહકાર સાથે જોસભેર કામ ધપાવી રહ્યા છે.

જે નિષ્ઠા અને લગનથી અહીં કામ ચાલી રહ્યું છે તે બીજા પ્રદેશોને દાખલો પૂરો પાડે તેવું છે.

સૌરાષ્ટ્ર આમ તો ગુજરાતનું જ એક અંગ લેખાશે. પણ રાજકીય દૃષ્ટિએ એને અલગ પ્રદેશ ગણ્યો છે. બાપુની પવિત્ર ભૂમિ સૌરાષ્ટ્ર અને કચ્છ પોતાનો પહેલો લક્ષ્યાંક (ક્વોટા) પૂરો કરી ચૂક્યાં છે. આજ સુધીમાં અલગ અલગ પ્રદેશોમાં મળેલી જમીનના આંકડા પરિશિષ્ટમાં આપ્યા છે.

વિનોબાની જ્યાં જ્યાં પદયાત્રા થઈ છે ત્યાં વધારે જમીન મળી છે એ સ્વાભાવિક છે. પણ એનો અર્થ એ નથી કે જ્યાં નથી ગયા ત્યાં કામ ન થયું હોય. ઉત્કલ, કેરલ, ગુજરાત વગેરે પ્રાંતોમાં થયેલું કામ જોતાં દેખાઈ આવે છે કે ત્યાં ભલેને ધારવા કરતાં જમીન ઓછી મળી, વિચારનો પાયો તો ઊંડો નંખાયો છે.



## સહુને તેડું

૩૬ કરોડ ભાંડરૂંઓની સેવા કાજે આજે ભારતમાતાનું સૌને તેડું છે. ભૂદાનયજ્ઞ એવું આંદોલન છે કે બધાં જ એમાં કંઈ ને કંઈ મદદ કરી શકે. આ એવી ક્રાંતિ છે કે એમાં અમીરી–ગરીબી ખતમ કરવા માટે અમીરોનો સહકાર અને ગરીબોના પુરુષાર્થનો ખપ છે. આ એવું આંદોલન છે કે દરેક વિચારક અને ભાવનાશાળીને એમાં કૂદી પડવાનું મન થાય. ભૂદાનયજ્ઞનું આજે આપણને સહુને એમાં જોડાવા તેડું છે.

### ભૂમિવાનોને

દેશમાં આજે એવી સ્થિતિ પેદા થઈ ગઈ છે કે આ આંદોલન ભૂમિવાનોનું બની જવું જોઈએ. ભૂમિવાનો પોતે તો પોતાનો હિસ્સો આપે જ, ઉપરાંત બીજા પાસેથી મેળવવામાં મદદ કરે. ભૂમિવાનોને સમજાવું જોઈએ કે આ આંદોલન એમના હિતની ચિંતા કરે છે. જમાનાની માંગ તો આપણામાંથી ઘણાખરાને સમજાઈ છે, પણ જમીન છૂટતી નથી. આ આંદોલનથી માલિકીનો અંત તો આવે છે. પણ આપણે સમજવું જોઈએ કે દુનિયામાં આબરૂથી વધીને મોટી કઈ વસ્તુ છે? આપણાં કરોડો નાગાં–ભૂખાં ભાંડુઓની આહ આપણને નહીં સંભળાય? એક વાર જરા શ્રદ્ધાપૂર્વક જુઓ તો ખરા કે ત્યાગમાં શી મઝા છે? શિવિ, દધીચિ, હરિશ્ચંદ્ર જેવા-

એનું લોહી તમારી નાડીઓમાં ધબકે છે. આ આંદોલનમાં ઝંપલાવ્યા વગર એ તમને ચેન નહીં લેવા દે. તમે પણ આવો; બિહાર, ઉત્તર પ્રદેશના ભૂમિવાનોની જેમ ભૂદાનની સેનામાં ભરતી થઇ જાવ. વિનોબા કેટલીયે વાર કહે છે કે હું ઉદાર સજ્જનોની સેના ઊભી કરી રહ્યો છું. મારા યજ્ઞથી બે જાતના લોકો અલગ તરી આવશે. એક ઉદાર અને બીજા કંજૂસ. તમે સજ્જનોની સેનામાં ભરતી નહીં થાવ ?

તમે આ આંદોલનમાં કઈ કઈ રીતે મદદ કરી શકોઃ—

(૧) પોતાની જમીનમાંથી યોગ્ય ભાગ આપો.

(૨) તમારા મિત્ર, સગાંવહાલાં અને સંબંધીઓ પાસેથી ભૂદાન તેમ જ બીજાં દાનો અપાવો.

(૩) પોતે જાતે યાત્રા કરવા નીકળો અથવા તો બીજા ભૂદાન–સેવકોની યાત્રામાં ભળો.

(૪) તમે તમારી જમીન ભૂદાન–યજ્ઞમાં કેમ આપી તે રોજ ઓછામાં ઓછું એક જણને સમજાવો.

(૫) ભૂમિ–વિતરણ વખતે તમારી જમીન જેને અપાય તેને સાધનદાન આપો અથવા અપાવો.

(૬) જેને જમીન આપવામાં આવે તેને ખેતી બાબત ઘટતી સલાહ–સૂચના આપો. એની ખેતી બગડે તો તે તમારી જવાબદારી સમજો.

વિનોબા પર એવો આરોપ મૂકવામાં આવે છે કે એ જમીનદારોને બચાવી લેવા માંગે છે. વિનોબા એના જવાબમાં

કહે છે કે હું જમીનદારોને બચાવી લેવા માંગું છું, પણ એમની જમીનની માલિકીને નહીં. ખરી રીતે રચનાત્મક ક્રાંતિનો આવો જ ઉદ્દેશ હોય છે. રોગ તો મટે પણ રોગી બચી જાય. વિનોબા જમીનદારોને વારંવાર કહે છે કે આબરૂ-ભેર જીવવું હોય તો આ આંદોલનને અપનાવી લો. કતલની ક્રાંતિ આવે કે કાયદાથી ક્રાંતિ આવે, તે એમાં જમીન-દારોની જમીન છીનવાય કે ન છીનવાય, એ લોકોની બેઈજ્જતી થાય જ છે. પછી એ લોકો પ્રત્યાઘાતી બની જઈને બદલો લેવાનો લાગ શોધતા ફરે છે, અથવા તો ખતમ થઈ જાય છે. લોકશાહીમાં જમીનદારોની વાત રહેવાની નથી. જ્યારે ભૂમિદાનયજ્ઞ એમની જમીન લઈને પણ એમને આબરૂભેર રાખવા માંગે છે. એ એમનાં હૈયાં અને બુદ્ધિ બદલીને ભૂદાન લે છે. એમની પોતાની માલિકી તો ખલાસ થાય છે, પણ એમની પોતાની ઈજ્જત બચે છે અને વધે છે. રચનાત્મક ક્રાંતિથી આ જે પરિણામ આવે છે તે બીજા કશાથી આવવા સંભવ નથી. માટે કરીને ભૂમિવાનો આ આંદોલન ઉપાડી લે તો એમને અને દેશને બન્નેને લાભ છે. આવતો જમાનો ખાનગી માલિકીની વિરુદ્ધ જ હોવાનો. ક્રાંતિની છાયા ઝડપભેર જગત પર ફેલાઇ રહી છે. આવે વખતે માલિકી છોડવાનો કલ્યાણકારી રસ્તો કયો છે તે જોવું જરૂરી છે. અને ભૂદાન તો જમીન–માલિકોને આહ્વાન કરે છે કે આવો, આને પારખો અને એમાં ઝંપલાવો. પોતાની શક્તિ, અક્કલ, અને જમીન આમાં અર્પણ કરો અને એનું નેતૃત્વ

લો. વ્યક્તિને હલકી પાડીને કે એનું અપમાન કરીને એ જમીન લેવા નથી માગતી. એ તો એને નેતૃત્વ આપીને પ્રેમપૂર્વક જમીન લેવા ચાહે છે. આવી ક્રાંતિ બધી રીતે શ્રેષ્ઠ છે. આ આંદોલન પોતાની મરજીથી માલિકી છોડવા પ્રેરે છે. જમીનવાળાઓ યુગનો પ્રવાહ પારખે અને આ આંદોલનનું નેતૃત્વ લે એવી વિનોબાની હાર્દિક અપીલ છે.

## શ્રમિકોને

આ ક્રાંતિમાં શ્રમિકોએ મોટો ભાગ ભજવવાનો છે. બેઠા બેઠા જોઈ રહેવાનું નથી. વિનોબા જ્યારે જમીન માંગે છે ત્યારે જમીન–માલિકોને કહે છે કે હું ભૂમિહીનોનો હક માંગું છું. આપણા સાત્ત્વિક આચરણથી આપણે આપણો હક રજૂ કરવાનો છે, અને એને પાત્ર બનવાનું છે. શ્રમિકો માટે નીચે પ્રમાણે કાર્યક્રમ છે.

(૧) તમારાં સાબદાં બાવડાંઓથી બીજાઓને મદદ કરો, એટલે કે શ્રમદાન કરો. ભૂમિહીનોને ભૂમિ અપાય તે તોડવામાં અથવા તો ખેતીલાયક બનાવવામાં મદદ કરો. એમને કૂવો ખોદવામાં મદદ કરો.

(૨) પોતાનું જીવન શુદ્ધ બનાવવા માટે વ્યસન છોડવાની પ્રતિજ્ઞા કરો.

(૩) ભૂમિદાન સાહિત્ય વાંચો અને અભણ ભાઈબહેનોને રોજ વાંચી સંભળાવો.

કહે છે કે હું જમીનદારોને બચાવી લેવા માંગું છું, પણ એમની જમીનની માલિકીને નહીં. ખરી રીતે રચનાત્મક ક્રાંતિનો આવો જ ઉદ્દેશ હોય છે. રોગ તો મટે પણ રોગી બચી જાય. વિનોબા જમીનદારોને વારંવાર કહે છે કે આબરૂભેર જીવવું હોય તો આ આંદોલનને અપનાવી લો. કતલની ક્રાંતિ આવે કે કાયદાથી ક્રાંતિ આવે, તે એમાં જમીનદારોની જમીન છીનવાય કે ન છીનવાય, એ લોકોની બેઈજ્જતી થાય જ છે. પછી એ લોકો પ્રત્યાઘાતી બની જઈને બદલો લેવાનો લાગ શોધતા ફરે છે, અથવા તો ખતમ થઈ જાય છે. લોકશાહીમાં જમીનદારોની વાત રહેવાની નથી. જ્યારે ભૂમિદાનયજ્ઞ એમની જમીન લઈને પણ એમને આબરૂભેર રાખવા માંગે છે. એ એમનાં હૈયાં અને બુદ્ધિ બદલીને ભૂદાન લે છે. એમની પોતાની માલિકી તો ખલાસ થાય છે, પણ એમની પોતાની ઈજ્જત બચે છે અને વધે છે. રચનાત્મક ક્રાંતિથી આ જે પરિણામ આવે છે તે બીજા કશાથી આવવા સંભવ નથી. માટે ઠરીને ભૂમિવાનો આ આંદોલન ઉપાડી લે તો એમને અને દેશને બન્નેને લાભ છે. આવતો જમાનો ખાનગી માલિકીની વિરુદ્ધ જ હોવાનો. ક્રાંતિની છાયા ઝડપભેર જગત પર ફેલાઈ રહી છે. આવે વખતે માલિકી છોડવાનો કલ્યાણકારી રસ્તો કયો છે તે જોવું જરૂરી છે. અને ભૂદાન તો જમીન-માલિકોને આહ્વાન કરે છે કે આવો, આને પારખો અને એમાં ઝંપલાવો. પોતાની શક્તિ, અક્કલ, અને જમીન આમાં અર્પણ કરો અને એનું નેતૃત્વ

લો. વ્યક્તિને હલકી પાડીને કે એનું અપમાન કરીને એ જમીન લેવા નથી માગતી. એ તો એને નેતૃત્વ આપીને પ્રેમપૂર્વક જમીન લેવા ચાહે છે. આવી ક્રાંતિ બધી રીતે શ્રેષ્ઠ છે. આ આંદોલન પોતાની મરજીથી માલિકી છોડવા પ્રેરે છે. જમીનવાળાઓ યુગનો પ્રવાહ પારખે અને આ આંદોલનનું નેતૃત્વ લે એવી વિનોબાની હાર્દિક અપીલ છે.

## શ્રમિકોને

આ ક્રાંતિમાં શ્રમિકોએ મોટો ભાગ ભજવવાનો છે. બેઠા બેઠા જોઈ રહેવાનું નથી. વિનોબા જ્યારે જમીન માંગે છે ત્યારે જમીન–માલિકોને કહે છે કે હું ભૂમિહીનોનો હક માંગું છું. આપણા સાત્ત્વિક આચરણથી આપણે આપણો હક રજૂ કરવાનો છે, અને એને પાત્ર બનવાનું છે. શ્રમિકો માટે નીચે પ્રમાણે કાર્યક્રમ છે.

(૧) તમારાં સાબદાં બાવડાંઓથી બીજાઓને મદદ કરો, એટલે કે શ્રમદાન કરો. ભૂમિહીનોને ભૂમિ અપાય તે તોડવામાં અથવા તો ખેતીલાયક બનાવવામાં મદદ કરો. એમને કૂવો ખોદવામાં મદદ કરો.

(૨) પોતાનું જીવન શુદ્ધ બનાવવા માટે વ્યસન છોડવાની પ્રતિજ્ઞા કરો.

(૩) ભૂમિદાન સાહિત્ય વાંચો અને અભણ ભાઈબહેનોને રોજ વાંચી સંભળાવો.

(૪) ગામેગામ ને ઘેરઘેર સંદેશો પહોંચાડો કે હવે ખેડે તેની જમીન થશે.

(૫) તમારા ગામના જમીન-માલિકોની પાસે જઈને પૂછો કે એમણે ભૂદાનમાં કેટલી જમીન આપી ? એમને એમ પણ કહો કે ભગવાન એમને જમીન આપવાની પ્રેરણા કરશે એવી તમને શ્રદ્ધા છે.

(૬) ભૂદાનનાં ગીતો શીખો. પ્રસંગ પડયે ગાવ. તમારા નાચગાનમાં ભૂદાનનાં ગીતો પણ લો.

(૭) ભૂદાનની વરસગાંઠ ( ૧૮મી એપ્રીલ ) તથા ભૂમિ-જયંતિ ( ૧૧મી સપ્ટેમ્બર ) ઉજવો.

(૮) ગામના જમીનદારોની નિંદા ન કરવાનો નિર્ણય કરો. મજૂરીના કામમાં જરા જેટલી પણ આળસ ન કરો.

(૯) તમારામાંથી કોઈ પાસેથી જમીનનો કબજો છોડાવાતો હોય તો એને પડખે થઈ જમીનને વળગી રહેવામાં ટેકો કરો.

(૧૦) ભૂમિ-વિતરણ થતું હોય ત્યાં તમારામાંથી સહુથી વધુ લાયક ભૂમિહીનને તમે જાતે જ એકમતે ચૂંટો. 'પહેલાં એને પછી મને' એ સૂત્ર ન ભૂલશો.

## વિદ્યાર્થીઓને

દુનિયાભરમાં ભાગ્યે જ કોઈ એવો દેશ હશે કે જ્યાં શાંતિના આંદોલનમાં યુવકોએ મોટો ભાગ ન ભજવ્યો હોય. આપણા દેશના સ્વાતંત્ર્ય સંગ્રામમાં પણ વિદ્યાર્થીઓએ ઉત્સાહથી ભાગ લીધો છે. કિશોરોએ હસતે હસતે ગોળીઓ ઝીલી

છે, લાઠીઓ ખાધી છે અને સજાઓ ભોગવી છે. પણ આજ સુધીનાં ક્રાંતિના તમામ આંદોલનો અને આ આંદોલન વચ્ચે ફેર છે. આજસુધીનાં તમામ આંદોલન મરવા કે મારવાનાં હતાં. આ આંદોલન જીવવા અને જીવાડવાનું છે. એટલે આમાં જે વિદ્યાર્થી ભાગ લેશે એમને ફક્ત લડાઈ અને સામનો કરવાનો કાર્યક્રમ નહીં અપાય. એમણે આમાં ઊંડા ઊતરવું પડશે. આજસુધીમાં આ આંદોલનમાં વિદ્યાર્થીઓએ જે ભાગ ભજવ્યો છે તે ભૂદાન-સેવકોને પણ દાખલારૂપ નીવડે તેવો છે. બિહારનો પેલો દસ વર્ષનો છોકરો ભૂમિ માંગવા નીકળી પડ્યો. પહેલાં તો એણે જઈને બાપ પાસે હઠ કરી કે તમે છઠ્ઠો ભાગ આપો, પછી બીજાઓ પાસે માંગીશ. આવા બેટાનો બાપ પણ આ માંગણીને શી રીતે પાછી ઠેલી શકે? એ છોકરો થોડા જ દિવસોમાં સેંકડો એકર જમીનનાં દાનપત્ર લઈ આવ્યો હતો. નાનકડી સંઘમિત્રાએ પોતાનાં ઘરેણાં તો આપ્યાં જ, પણ પોતાની મા અને નાની મા પાસેથી પણ આ યજ્ઞમાં સોનાનાં ઘરેણાં અપાવ્યાં. અને આગળ ઉપર પોતે સોનાનાં ઘરેણાં ન પહેરવાનો સંકલ્પ કર્યો. એને વાંચતાં લખતાં આવડતું નહોતું પણ ભૂદાન સાહિત્ય વેચતાં વેચતાં પૈસાનો હિસાબ રાખતાં શીખી. ગુજરાતનો પેલો છોકરો, એ દર અઠવાડિયે એક જમીન-માલિક પાસે ઠાવકાઈથી જતો. પહેલે અઠવાડિયે એણે ગાળ સાંભળી. બીજે અઠવાડિયે એ પોતાની પત્રિકા ત્યાં વાંચવા માટે મૂકતો ગયો. ત્રીજે અઠવાડિયે એણે એમને એક ચોપડી વેચી. આમ જતે જતે એ જમીન-માલિકે વીઘાં જમીન આપી. ઘણાં વિદ્યાર્થીઓના જીવન

આંદોલનની અસર પડી છે. નાના નાના વાંદરાઓએ સમુદ્ર ઓળંગવા કમર કસી ત્યારે ક્રાંતિ થઈ હતી, નાના નાના ગોવાળીયાઓએ પર્વત ઉંચક્યો ત્યારે ક્રાંતિ થઈ હતી, વાનર-સેનાએ જ્યારે મીઠું પકડ્યું ત્યારે ક્રાંતિ થઈ હતી. મોટાઓ પણ ન કરી શકે એવાં કામો નાનાઓથી થવા માંડે ત્યારે ક્રાંતિ થાય છે. આજે નાના નાના વિદ્યાર્થીઓ પણ વિચાર-પરિવર્તનનું કામ કરી રહ્યા છે. તેથી ક્રાંતિ થઈને રહેશે.

વિદ્યાર્થીઓ માટે નીચે પ્રમાણેનો કાર્યક્રમ છે.

(૧) જાતે ભૂમિદાનના સાહિત્યનો અભ્યાસ કરે.

(૨) ભૂદાન-સાહિત્ય વેચે અને ભૂદાનમાં માનનારાઓને (ભૂમિપુત્રના) ગ્રાહકો બનાવે.

(૩) પોતાના જીવનમાં શ્રમ-નિષ્ઠા પેદા કરવાનો ખ્યાલ રાખે. કપડાં ધોવાં, વાસણ માંજવાં વગેરે ઘણાં કામો જાતે કરવાનો આગ્રહ સેવે.

(૪) મોટા વિદ્યાર્થીઓ ૧૯૫૭ સુધી કૉલેજ છોડીને આખો વખત આમાં જ લાગી જાય.

(૫) બીજાઓ રજામાં ભૂદાન-યાત્રામાં જોડાય. ત્યાં ભૂદાન-ગીત ગાવાનું તથા ભૂમિહીનોની યાદીઓ તૈયાર કરવા વગેરેનું કામ કરી શકે.

(૬) ભૂમિદાન-કલા-પથક બનાવીને ગામે ગામ પ્રચાર કરે.

(૭) ભૂદાનને લગતા બીજા કાર્યક્રમોમાં ભાગ લે-જેવા કે સ્વચ્છ ભારત આંદોલન, ખાદી ગ્રામોદ્યોગ આંદોલન વગેરે.

## બહેનોને

આપણા દેશના બંધારણમાં બહેનોને પણ નાગરિકતાના અધિકાર આપવામાં આવ્યા છે. હવે એ કેવળ પુરુષની અર્ધાંગના કે વીર પુત્રોની માતા નથી રહી. એ જો ધારે તો દેશના ઘડતરમાં પુરુષો જેટલો જ ભાગ લઈ શકે એમ છે. બાપુએ ભારતીય નારીને જાગૃત કરી છે. વિનોબાએ એમને માટે પરાક્રમનું ક્ષેત્ર ખોલી આપ્યું છે. દુનિયામાં જ્યાં જ્યાં બહેનોએ બહારનાં ક્ષેત્રોમાં ઝંપલાવ્યું છે ત્યાં એમનાં કામોની સિદ્ધિ જોઇને દીંગ થઈ જવાય છે. હૃદય પરિવર્તનની તો બહેનોએ જાણે ગંગા વહેવડાવી છે. સમાજજીવનમાં સ્ત્રીનો હિસ્સો ખૂબ મહત્ત્વનો છે. તેથી અમારૂં માનવું છે કે બહેનો આ આંદોલનમાં મોટી સંખ્યામાં જોડાશે ત્યારે જ એ સફળ થશે. બહેનો માટે કાર્યક્રમ નીચે પ્રમાણે છે :—

(૧) પોતાની જમીન આપે, અને કુટુંબીઓ તથા સંબંધીઓ પાસેથી અપાવે.

(૨) અલંકાર દાન આપે.

(૩) ભૂદાન-યાત્રા કરે. ખાસ તો ઘેર ઘેર જઈને બહેનોને ભૂમિદાનનો વિચાર સમજાવે.

(૪) પોતાના ઘરમાં પુરુષોને કહી દે કે અમારે માટે સોનું ના કરશો. અમારે શ્રમનિષ્ઠ અને ઓછું ખર્ચાળ જીવન વિતાવવું છે.

(૫) ભૂમિહીન કુટુંબોમાં જઈ, એમના ઘરની સ્ત્રીઓને

મળે અને પ્રેમસંબંધ વધારે.

(૬) ભૂદાન–સાહિત્યનો પ્રચાર કરે. આમાં અનુભવ એવો છે કે પુરુષો કરતાં બહેનોને વધારે સફળતા મળે છે.

### પક્ષો અને સંસ્થાઓને

ભારતના જે મુખ્ય રાજકીય પક્ષો છે તેમાંથી કૉંગ્રેસ અને સમાજવાદી પક્ષો એવા છે જેને બાપુ પાસેથી કંઈ ને કંઈ વારસામાં મળ્યું છે. એ પક્ષનાં માણસોએ બાપુની નેતાગિરી હેઠળ આઝાદીની લડતમાં ખભેખભા મિલાવીને કામ કર્યું છે. એવી મહાન પરંપરાઓમાં પોષાયેલા આ પક્ષો પાસેથી મદદ મેળવવાનો આ આંદોલનને પૂરેપૂરો અધિકાર છે. કારણ કે આ આંદોલનના નેતા પણ બાપુની દોરવણી હેઠળ એ જ રસ્તે જઈ રહ્યા છે. એ હમણાં સુધી આ રાજકીય પક્ષોના નેતાઓ સાથે હળીમળીને એક જ ક્ષેત્રમાં કામ કરતા હતા. આવી કુટુંબ–ભાવનાથી જોડાયેલા ભાંડુઓ આજે ભૂદાનયજ્ઞને નિમિત્તે ફરી પાછા એક જ મંચ પર ભેગા થવા માંડ્યા છે. વચ્ચે સત્તા મળ્યા પછી આપણે બધા–ખાસ કરીને આ બે પક્ષો એકબીજાથી એટલા બધા છેટા પડી ગયા હતા અને વચ્ચે એવી મોટી ખાઈ પડી ચૂકી હતી કે આ લોકો કોઈ કાળે એક હતા એવું લાગે પણ નહીં. આજે આ ખાઈ બધી પુરાઈ તો નથી પણ સ્વરાજ મળ્યા પછી પહેલી જ વાર બધા ભૂદાનના માંડવે ભેગા થવા લાગ્યા છે. દરેક પ્રદેશમાં આવાં પાવન દૃશ્યો નજરે ચઢે છે. ધ્યેયની સમાનતા એમને વધારે નજીક લઈ આવી છે. આ પક્ષોએ સમાજવાદી રચનાનું

ક્રાંતિકારી ધ્યેય સ્વીકાર્યું છે. એ ધ્યેયે જનશક્તિ મારફત પહોંચવાનો વહેવારુ રસ્તો ભૂદાન–યજ્ઞે ચીંધ્યો છે. એથી એકબીજાને મળવાહળવાની, વિચારોની આપલે કરવાની અને એકબીજા સાથે મળીને કામ કરવાની ભૂમિકા બંધાવા લાગી છે.

ભાઈચારો અને ધ્યેયસિદ્ધિનો ભેળો માર્ગ ચીંધીને ભૂદાન–યજ્ઞે આ રાજકીય પક્ષોને પ્રત્યક્ષ હળીમળીને કામ કરવાનું આહ્વાન કર્યું છે. કોંગ્રેસના મહાન નેતાઓએ આમાં હૃદયપૂર્વકની સહાનુભૂતિ બતાવી છે અને સાથ પણ દીધો છે. પ્રજા–સમાજવાદી પક્ષના મુખ્ય નેતા તો આ કામને પોતાનું જ માને છે.

હવે ભૂદાનયજ્ઞને આ પક્ષોના વધારે ને વધારે સહકારની જરૂર લાગે છે. સન સત્તાવન ઢુકડી આવી રહી છે. આમાં બધી શક્તિઓ લગાડવાથી એ પક્ષોનું જે ક્રાંતિકારી આર્થિક ધ્યેય છે તેને પહોંચી શકાય તેમ છે. રાજસત્તા મારફત જે કંઈ કરવું હોય તેમાં કોઈ આડે આવતું નથી. પણ લોકશાહી મારફતે જે કંઈ કરવાનું છે તેને માટે આઝાદીની લડતમાં જેમ ખભેખભો મિલાવીને કામ કરતા હતા તેમ કરવાનો કાર્યક્રમ તો આ એક જ છે. આમાં કામ કરતાં કરતાં સમાન ધ્યેયવાળા પક્ષો એકબીજાની નજીક આવશે અને એમ થતાં પક્ષાતીત રાજતંત્રનો પાકો પાયો નંખાશે.

આજે આપણા દેશની અંદરખાને એવી ખરાબ હાલત છે કે જો આપણે બધા ભેગા મળીને દેશહિતનું કામ નહીં કરીએ તો ભવિષ્યમાં અંધારું છે. બધા પક્ષો આ દિશામાં

રસ્તો ખોળે છે. પણ ધ્યેયમંત્રની સાથે સાથે જો આપણે જનતાને શાંતિમય કાર્યક્રમ નહીં આપી શકીએ તો માર્ગમાં બીજા ગૂંચવાડા પેદા થઈ શકે તેમ છે. સત્તા મારફતે જે કામ ચાલી રહ્યું છે તે જનશક્તિને રચનાત્મક ક્રાંતિકારી સ્વરૂપ નહીં આપી શકે. જ્યારે ભૂદાન-યજ્ઞનો તો એ પહેલેથી દાવો છે અને એના જ આધારે એણે બધાનો સહકાર પણ માંગ્યો છે. અને તેથી જ વિનોબાએ કૉંગ્રેસના પ્રમુખને સત્યાગ્રહી ભાષામાં હૃદયમાં ઊતરી જાય એવી અપીલ કરી છે. અમને આશા છે કે આ બન્ને મહાન પક્ષો આ અપીલને ટેકો આપશે.

ઉત્તર પ્રદેશમાં રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘે પણ ભૂદાનમાં મદદ કરી છે. ભૂદાન આંદોલન ભારતની સંસ્કૃતિના પુનરુત્થાનનું આંદોલન છે. એનાથી ભારતીય સંસ્કૃતિનું ગૌરવ વધુ પ્રકાશશે. એટલે ભારતીય સંસ્કૃતિની સ્થાપના કરવા માંગનાર રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ જેવી સંસ્થાને પણ આમાં ભાગ લેવાનું આહ્વાન આ આંદોલન કરી શકે છે.

સામ્યવાદી પક્ષ ગરીબો માટે કામ કરવાનો દાવો કરે છે. કોઈની કતલ કર્યા વિના જો ગરીબી દૂર કરી શકાતી હોય તો તે કૉમ્યુનિસ્ટ ભાઈઓને નહીં ખપે શું? ભૂદાન આંદોલન અહિંસક રીતે ગરીબી મિટાવવાનો દાવો કરે છે. એટલે ગરીબોનું હિત વાંછનાર સામ્યવાદી ભાઈઓને પણ આ આંદોલન આહ્વાન કરે છે.

પક્ષો અને સંસ્થાઓ માટે નીચે પ્રમાણે કાર્યક્રમ છે:

(૧) પોતાના દરેક સભ્ય પાસેથી ભૂમિ અને સંપત્તિના છઠ્ઠા ભાગની માંગણી કરે.

(૨) દરેક સભ્યે અમુક સમય ભૂદાનમાં આપવો જ એવું ઠરાવે.

(૩) પોતાની આજુબાજુમાં કોઈ ભૂદાન-સેવક હોય તો તેમને પૂરી મદદ આપવાની સૂચના સભ્યોને આપે.

(૪) વર્ષમાં ઓછામાં ઓછો અમુક સમય ભૂદાનનું કામ કરવાનું ઠરાવે.

(૫) પોતાના કાર્યપ્રદેશમાં ભૂમિપ્રાપ્તિ અને વિતરણની પૂરેપૂરી જવાબદારી ઉપાડી લે.

(૬) કોટા નક્કી કરી એ પૂરો થાય ત્યાં સુધી બીજાં કામો બંધ રાખે.

(૭) સન સત્તાવન સુધી પોતાની સંસ્થાને ભૂદાનમાં જોડી દે.

ભૂદાનયજ્ઞ આ બધા રાજકીય પક્ષો અને સામાજિક સંસ્થાઓને સહકાર માટે અપીલ કરે છે અને કહે છે કે આવો અને આમાં ઝંપલાવી એને ઉપાડી લો. પક્ષ-દૃષ્ટિ રાખ્યા વિના દેશ-હિતના કામમાં તમારો સાથ આપો. પક્ષ-ભાવનાથી અળગા રહીને જ આમાં ભાગ લો. ગરીબોનાં હિતનાં કામમાં ક્રાંતિના કામમાં જાતિ, વર્ણ કે ધર્મ પૂછાતાં નથી તેમ પક્ષો પણ પૂછાતા નથી. ગામમાં આગ લાગે ત્યારે બધા ઠારવા દોડે છે. તે વખતે એમ જોવા બેસતા નથી કે અમે અમુક પક્ષના

સમ્યો થઈને આગ હારીએ છીએ. ભૂદાનયજ્ઞ દેશમાં રચનાત્મક ક્રાંતિ કરવા માંગે છે. એની એ જ શરત છે કે બધા ભાઈચારાથી બંધાઈને આમાં ભાગ લો. ભૂદાન આંદોલન સત્તા-લોલુપ આંદોલન નથી. તેથી એની આ શરત બીજા કોઈ પક્ષને અડચણરૂપ થાય તેમ નથી. એની તો એક જ હાર્દિક અપીલ છે કે ગરીબોના હિતના આ કામમાં પક્ષભેદ વિસારે પાડીને પૂરેપૂરો સહકાર આપો. જ્યાં સુધી કામ પાર ન પડે ત્યાં સુધી સહકાર આપ્યે જ જાવ. આ કામ હવે એકલા વિનોબાનું નથી, દેશ આખાનું છે.

## કાર્યકર્તાઓને

કાર્યકર્તા જ કોઈ પણ આંદોલનને જીવતું રાખી શકે અને ચલાવી શકે. ભૂમિ આપનાર અને લેનાર બન્ને તૈયાર છે. પણ માગનારા અને વિતરણ કરનારા કાર્યકર્તા નહીં હોય તો ક્રાંતિ નિષ્ફળ જશે. કાર્યકર્તા જ આંદોલનનો ખરો આધાર હોય છે. ભૂદાન આંદોલન જ્યાં સુધી ભૂમિ-પ્રાપ્તિનું આંદોલન હતું ત્યાં સુધી તો ચાલ્યું, પરંતુ જ્યારથી વિતરણ અને નિર્માણનાં કામો આવી પડયાં છે ત્યારથી કાર્યકર્તાઓની જરૂરત બહુ તીવ્રપણે વરતાવા લાગી છે. પ્રાપ્તિનું કામ હતું ત્યારે કાર્યકર્તાઓ પાસેથી એક વર્ષની માગણી કરી હતી. પછી આ યજ્ઞમાં પરંધામ આશ્રમ આહુતિ હોમીને વિનોબાએ કાર્યકર્તાઓ પાસે વધારે વખતની માગણી કરી. થોડા જ દિવસો પછી સેવાસંઘે આ માગણી પોતે ઉપાડી લીધી અને બધાને આહ્વાન કર્યું. છેલ્લે બોધગયા સંમેલનમાં શ્રી

જયપ્રકાશ નારાયણે જીવનદાનની પ્રેરણા આપી આખું જીવન અર્પણ કરનાર કાર્યકર્તાઓને આહ્વાન કર્યું. એમના આહ્વાન પર શ્રી. રવિશંકર મહારાજ જેવા સાધુ–પુરુષોએ જીવનદાન દીધાં.

વિનોબાએ તેલંગણામાં કહ્યું હતું—વામનાવતારના ત્રણ પગલાં છે, જેમાંનું એક ભૂદાનયજ્ઞ છે. બીજું પગલું સંપત્તિદાન અને ત્રીજું જીવનદાન. "હું બધાને ગરીબોની સેવામાં યોજવાનો છું." એવી એમની માંગણી જીવનદાન રૂપે પ્રગટ થઈ. બિહારની ઈસ્લામપુરની સભામાં વિનોબાએ કહ્યું, "ભૂદાનયજ્ઞ હવે અભિમન્યુની સ્થિતિએ પહોંચી ગયો છે. હવે તો એ ચક્રવ્યૂહ ક્યાં તો ભેદે છે ને ક્યાં તો જાતે ખતમ થાય છે." ખરેખર, કાર્યકર્તાઓએ આમાં હવે અડધું વર્ષ કે એક વર્ષ માટે આવવાપણું નથી રહ્યું. વર્ષ બે વર્ષની અપીલ તો રાજકીય પક્ષો અને વિદ્યાર્થીઓ માટે છે. આ કામના આધાર જેવા કાર્યકર્તાઓ માટે તો જીવન અર્પણ કરવાની જ અપીલ છે. તેથી હવે એ આને આંદોલન નહીં પણ આરોહણ કહે છે.

'જીવનદાન' એ શબ્દ હોય કે ન હોય, આ કામમાં પૂરો સમય આપનારા કાર્યકર્તાઓની જરૂરત આજે આવી પડી છે એ સ્પષ્ટ છે. એ માટે થઈને એમણે વાનપ્રસ્થાશ્રમની આપણી પુરાણી સંસ્થાને પણ પુનર્જીવન આપવા પ્રયત્ન કર્યો અને કરી રહ્યા છે. આ ખાલી ભૂમિ–પ્રાપ્તિ અને ભૂમિ–વિતરણનું કામ હોત તો કોઈ મોટી વાત નહોતી. આ

તો સર્વોદય સમાજની રચના પ્રમાણે ઠેર ઠેર રામરાજ્યના નમૂના ખડા કરવા છે. એમાં પોતાની જાત હોમી દે એવા કાર્યકર્તાઓની જરૂર છે.

અને એટલા જ સારુ એ કાર્યકર્તાઓ અને ગાંધી-સેવકો પાસેથી ખાસ આશા રાખે છે. ગાંધીજીની કસોટીએ કસાયેલા અને તાલીમ પામેલા મહાન સેવકો જો આ કામ ઉપાડી લે તો આંદોલન એવું પ્રાણવાન બની જાય કે ગાંધીજીના જમાનાની યાદ અપાવે. ભૂદાનયજ્ઞ ગાંધીજીના માર્ગે ચાલીને આગળ પગલીઓ માંડી રહ્યા છે. આવી સ્થિતિમાં રચનાત્મક કાર્યકર્તાઓ પાસેથી આશા રાખવામાં આવે છે. વર્ષોથી સત્તાજાળથી અળગા રહીને રચનાત્મક કાર્યમાં લાગી રહેલા કાર્યકર્તાઓને ગાંધીજીના નામે આ આંદોલન આહ્વાન કરી રહ્યું છે, કારણ કે ગાંધીજીના સિદ્ધાંતો આજે યુગની કસોટી પર છે. રાજકીય ક્રાંતિ પછીથી આર્થિક અને સામાજિક ક્રાંતિ જો આપણે ગાંધીજીને માર્ગે ન લાવી શકીએ તો અહિંસાની રચનાત્મક શક્તિ પ્રગટ નહીં થાય.

યુગની આકાંક્ષા સાથે જ્યારે રચનાત્મક પુરુષાર્થ જોડાય છે ત્યારે ક્રાંતિ થાય છે. આ ક્રાંતિમાં યુગની આકાંક્ષા સાફ સાફ વરતાય છે. બાકી રહ્યો રચનાત્મક પુરુષાર્થ. એમાં ત્રણ કડી જોઈએ : યોગ્ય નેતૃત્વ, કાર્યકર્તાઓનો સહકાર, અને જનતાનો સાથ. ભૂદાન આરોહણમાં આપણને વિનોબાનું યોગ્ય નેતૃત્વ મળ્યું છે. લાખો કિસાનોએ હૈયાંના કકડા જેવી જમીનો આપીને આ ક્રાંતિને જનતાનો સાથ છે એ સાબીત

કરી આપ્યું છે. ક્રાંતિની એક કડી બાકી છે—કાર્યકર્તાઓનો સહકાર.

ક્રાંતિની ખૂટતી કડી પૂરવા આવો. મોલ તૈયાર છે, લણનારાની કમી છે. આવો, ભૂદાનયજ્ઞનો મોલ લણવામાં આપણે આપણી બધી શક્તિઓ કામે લગાડી દઈએ.



## પરિશિષ્ટ-૧

### ભૂદાન-પ્રાપ્તિ, વિતરણ, જીવનદાન તથા

| પ્રદેશ | ભૂદાન એકરમાં | દાનપત્ર સંખ્યા | વહેંચાયેલા એકર |
|---|---|---|---|
| ૧ બિહાર | ૨૩૬૯૧૫૨ | ૨૯૭૩૫૬ | ૪૮૩૦૩ |
| ૨ બંગાળ | ૧૧૦૪૧ | ૬૬૨૩ | ૧૬૪૬ |
| ૩ પંજાબ-પેપ્સુ | ૧૪૬૩૮ | ૩૩૫૫ | ૮૨૬ |
| ૪ હૈદરાબાદ | ૧૧૨૩૬૦ | ૪૭૮૫ | ૩૪૦૫૨ |
| ૫ મ્હૈસૂર | ૮૭૬૬ | ૩૪૨૭ | — |
| ૬ વિન્ધ્યપ્રદેશ | ૭૭૫૩ | ૧૫૫૯ | ૮૨૧ |
| ૭ ઉત્તર પ્રદેશ | ૫૬૪૦૩૧ | ૨૩૧૪૩ | ૬૮૩૮૫ |
| ૮ રાજસ્થાન | ૩૬૮૯૪૬ | ૫૩૪૮ | ૧૫૯૬૪ |
| ૯ ઉત્કલ | ૨૭૨૭૩૮ | ૯૦૮૬૪ | ૩૬૯૦૦ |
| ૧૦ મધ્ય પ્રદેશ | ૧૨૧૫૫૭ | ૨૬૦૦૯ | ૩૭૯૩૦ |
| ૧૧ મધ્ય ભારત | ૫૧૯૮૭ | ૫૦૧૪ | ૩૧૧ |
| ૧૨ કચ્છ–સૌરાષ્ટ્ર | ૩૦૮૨૦ | — | ૫૮૧૯ |
| ૧૩ ગુજરાત | ૪૪૧૬૬ | ૧૦૩૪૪ | ૭૮૩૪ |
| ૧૪ તામિલનાડ | ૪૪૬૬૬ | ૧૧૭૫૧ | ૭૭૪ |
| ૧૫ આંધ્ર | ૫૦૭૫૯ | — | — |
| ૧૬ કેરલ | ૨૮૧૬૨ | — | ૧૯ |
| ૧૭ મહારાષ્ટ્ર | ૨૯૪૭૩ | ૬૫૯૬ | ૧૭૧૦ |
| ૧૮ દિલ્હી | ૯૨૪૫ | ૨૪૯ | ૯૦ |
| ૧૯ કર્ણાટક | ૩૪૯૨ | ૬૭૪ | ૪૫૮ |
| ૨૦ હિમાચલ પ્રદેશ | ૨૦૨૫ | ૬૬ | — |
| ૨૧ આસામ | ૧૯૫૦ | — | — |
| ૨૨ મુંબઈ | ૫૭૯ | ૬ | — |

## સંપત્તિદાનના અખિલ ભારતીય આંકડા
(તા. ૩૧-૧૨-'૫૫ સુધીના)

| કેટલાં કુટુંબોને વહેંચી | જીવનદાની કાર્યકરો | સંપત્તિદાન દાતા | રકમ રૂા. |
|---|---|---|---|
| ૨૫૮૭૫ | ૧૦૫૯ | ૩૨૪ | ૨૪૮૩૫ |
| ૧૩૬૫ | ૨૪ | ૩૬૫ | ૨૪૧૬૩ |
| ૨૦૫ | ૧૨ | ૨૭૭ | ૭૩૬૬૫ |
| ૭૪૫૦ | ૧૩ | ૫ | ૪૧૬૭ |
| — | ૮ | — | — |
| ૨૬૩ | ૨૯ | ૭ | ૩૫૦ |
| ૩૨૮૪૨ | ૧૦૨ | ૫૨ | ૨૭૯૮૨ |
| ૨૪૬૧ | ૪૬ | ૧૮૫ | ૧૬૧૩૮ |
| ૫૫૩૨ | ૧૧૨ | ૪ | ૨૧૬૪ |
| ૬૫૮૨ | ૬૧ | ૩૬૫ | ૧૭૯૨૫ |
| — | ૩૨ | ૫૩ | ૩૦૧૩ |
| — | ૬ | — | — |
| ૨૭૩૭ | ૧૯ | ૩૩૧ | — |
| ૨૬૬ | ૩૭ | ૧૧ | ૩૯૭૧ |
| — | ૮ | ૩ | ૪૧૩ |
| ૯ | ૨૪ | ૧ | ૧૨૦ |
| ૩૫૮ | ૧૫ | ૧૦ | ૪૦૦૫ |
| ૨૫ | ૮ | ૧૯ | ૧૮૨૬૬ |
| ૧૨૮ | ૮ | — | — |
| — | ૩ | — | — |
| — | ૬ | — | — |
| — | ૪ | ૪૭૫ | — |

## પરિશિષ્ટ-૨ ભૂદાનના દાનપત્રનો નમૂનો

દરેક દાનપત્રની બે પ્રતો મોકલવી જિલ્લો __________ અંક

પ્રતિ શ્રી સંયોજક : ગુજરાત ભૂમિદાન પ્રાપ્તિ સમિતિ,
સ્વરાજ આશ્રમ, વેડછી જિ. સુરત

લિ૰ હું , રહેવાસી ગામ તાલુકે જિલ્લે
આ દાનપત્રથી મારી માલિકીની નીચે વર્ણવેલી જમીન શ્રી વિનોબાજીના ભૂમિદાન યજ્ઞમાં સમર્પણ કરું છું. (મારી માલિકીમાં કુલ જમીન __________ એકર __________ ગુંઠા છે.)

| ગામનું નામ | સર્વે નંબર | એકર-ગુંઠા | જમીનનો પ્રકાર (ક્યારી, જરાયત, બાગાયત અથવા ઘાસિયું) | હાલની કિંમત અંદાજે | જમીનની માલિકીમાં બીજા કોઈ ભાગીદાર હોય તો તેમનાં નામો | જાતે ખેડો છો? |
|---|---|---|---|---|---|---|

| ગણોતે આપી હોય તો ગણોતદારનું નામ | ગણોતદાર કેટલાં વર્ષથી ખેડે છે? | કેટલું ગણોત અપાય છે? | આ ખાનાં પાછળથી વિતરણ વખતે ભરવાં | | | | વિશેષ |
|---|---|---|---|---|---|---|---|
| | | | ગણોતદાર પાસે માલિકીની જમીન કેટલી છે? | ગણોતદાર દાન સિવાયની બીજી જમીનો તમારી કે બીજાની ગણોતે ખેડતા હોય તે | જમીનમાં ગણોતદારનું ઘર છે? | ગણોતદાર પાસે કેટલા બળદ છે? | |

દાન આપવાની જમીનના માલિકી તથા કબજાહક બતાવતા મહેસૂલી અધિકારીના દાખલાઓ (પહાણી પત્રક) આ સાથે સામેલ રાખ્યા છે. આ દાનની જમીનનો ઉપયોગ ગરીબોના ભલા અર્થે આપ કરી શકશો. આપ જ્યારે કહેશો ત્યારે અને જેને કહેશો તેને નામે ઉપરની જમીન હું ચડાવી આપીશ, અને કબજો સોંપી દઈશ.

મુકામ __________ તા. __________

બે સાક્ષીઓની સહીઓ

દાતા તથા તેના બધા ભાગીદારોની સહીઓ

ભૂમિદાન સેવકની ભલામણ

આ દાનપત્રમાંની હકીકતોના ખરાપણા બાબત મેં ખાતરી કરી છે. આ દાન સ્વીકારવા મારી ભલામણ છે.

દાતાનું પૂરું નામ તથા સરનામું :

## પરિશિષ્ટ–૩

### સંપત્તિદાનયજ્ઞનું દાનપત્ર

પૂ. વિનોબાએ ભારતીય પરંપરા પ્રમાણે આર્થિક ક્રાંતિની અહિંસક પ્રક્રિયાને સંપૂર્ણ સ્વરૂપ આપવાની દૃષ્ટિએ લોકો પાસેથી ભૂમિ ઉપરાંત પોતાની સંપત્તિની આવકનો છઠ્ઠો ભાગ આપતા રહેવાની માગણી કરી છે. ભૂમિ ન હોવાને કારણે જે લોકો ભૂમિદાન–યજ્ઞમાં ભાગ લઈ શકે તેમ નહોતા તેવાઓને માટે પણ આ પવિત્ર કાર્યના ભાગ લેવાનો માર્ગ ખુલ્લો થયો છે. દરિદ્ર-નારાયણની સેવા માટે એમણે કરેલા આવાહનના જવાબમાં હું સંપત્તિદાન-યજ્ઞમાં સામેલ થાઉં છું. એની યોજના પ્રમાણે એમાં મારો ભાગ અર્પણ કરીને એનો ઉપયોગ કરતો રહીશ અને એના ખર્ચનો વાર્ષિક હિસાબ સર્વ-સેવા સંઘને મોકલતો રહીશ.

મારા આ સંકલ્પનો અંતર્યામી રૂપે હું જ સાક્ષી છું અને હું મારા અંતરાત્માને વફાદાર રહીશ. ઈશ્વર મને બળ આપે.

મારી ચાલુ આવક લગભગ $\frac{\text{વાર્ષિક}}{\text{માસિક}}$

હાલ તુરત મારી આવકનો......મો ભાગ રૂ. ......આપવા સ્વીકારું છું.
તારીખ................

સહી ________________

પૂરું નામ અને સરનામું ________________

________________

________________

[સૂચના: દાનપત્ર ભરીને પ્રાંતિક ભૂદાન સમિતિને મોકલી આપવું.]

## પરિશિષ્ટ-૪

### સર્વોદયના સપ્તગ્રંથ

**સત્યના પ્રયોગો**

ગાંધીજી—નવજીવન, અમદાવાદ-૧૪. પૂજ્ય ગાંધીજીની આત્મકથા.

**મંગલ પ્રભાત**

ગાંધીજી—નવજીવન, અમદાવાદ-૧૪. આશ્રમજીવનના વ્રતો પર ગાંધીજીના વિચારો

**હિંદ સ્વરાજ**

ગાંધીજી—નવજીવન, અમદાવાદ-૧૪. સ્વરાજ્યનું આ ચિત્ર ગાંધીજીએ ૧૯૦૧ માં આલેખ્યું હતું, છતાં આજે પણ ક્રાંતિકારી યુવાનોને એમાંથી પ્રેરણા મળે તેમ છે.

**સમૂળી ક્રાંતિ**

કિશોરલાલ મશરૂવાળા—નવજીવન, અમદાવાદ-૧૪. આ પુસ્તકમાં કેટલાક એવા મૌલિક વિચારો છે કે મોટા મહારથીઓને આંતર-નિરીક્ષણ કરવાની પ્રેરણા થાય.

**ગીતા પ્રવચન**

વિનોબા—નવજીવન, અમદાવાદ-૧૪. વિનોબાનો સમગ્ર જીવન-વિચાર આમાં મનોહર શૈલીમાં મળે છે

**સ્વરાજશાસ્ત્ર**

વિનોબા—ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪. આધુનિક રાજનીતિ પર વિનોબાના ઊંડા વિચાર. એમાં પક્ષરહિત લોકનીતિનું મૂળ છે.

**સર્વોદય**

ગાંધીજી તથા બીજા લેખકો—નવજીવન, અમદાવાદ-૧૪ સર્વોદય સંબંધી સંકલિત લેખો.

## પરિશિષ્ટ–૫

### સ્વાધ્યાય માટે બીજું કેટલુંક સાહિત્ય

| | | પ્રકાશક | પૃષ્ઠ | કીમત |
|---|---|---|---|---|
| ભૂદાનયજ્ઞ | વિનોબા | નવજીવન | ૧૪૪ | ૧– ૪–૦ |
| ક્રાંતિનું ભાતું | ” | યજ્ઞ પ્રકાશન | ૯૦ | ૦– ૪–૦ |
| રચનાત્મક રાજનીતિ | ” | ” | ૧૨૮ | ૦– ૯–૦ |
| આપણી ભૂમિ-સમસ્યાનો ઉકેલ | જયપ્રકાશ | ” | ૭૨ | ૦– ૪–૦ |
| સંપત્તિદાન યજ્ઞ | નરુભાઈ | ” | ૯૦ | ૦– ૪–૦ |
| યજ્ઞ સંદેશ | બબલભાઈ | ” | ૯૬ | ૦– ૪–૦ |
| ભૂદાન પ્રશ્નોત્તરી | નરહરિ પરીખ | ” | ૬૪ | ૦– ૪–૦ |
| ભૂદાન દીપ | વિમલા તાઈ | ” | ૩૨ | ૦– ૨–૦ |
| ધરતીનાં ગીતો | — | ” | ૪૮ | ૦– ૨–૦ |

### હિંદી સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| ત્રિવેણી | વિનોબા | ૧૦૬ | ૦– ૮–૦ |
| વિનોબા પ્રવચન | ” | ૧૪૮ | ૦–૧૨–૦ |
| વિનોબા કે સાથ | નિર્મલા દેશપાંડે | ૨૦૮ | ૧– ૦–૦ |
| ક્રાંતિકા અગલા કદમ | દાદા ધર્માધિકારી | ૫૬ | ૦– ૪–૦ |
| માનવીય ક્રાંતિ | ” | ૬૪ | ૦– ૪–૦ |
| શ્રમદાન | શિવાજી ભાવે | ૮૦ | ૦– ૪–૦ |
| શાસનમુક્ત સમાજકી ઓર | ધીરેન્દ્ર મજુમદાર | ૮૪ | ૦– ૬–૦ |
| સર્વોદયકા ઇતિહાસ ઔર શાસ્ત્ર | શંકરરાવ દેવ | ૬૪ | ૦– ૪–૦ |
| ભૂદાનયજ્ઞકી ભૂમિકા | ” | ૧૬ | ૦– ૧–૦ |
| સાહિત્યિકોંસે | વિનોબા | ૯૬ | ૦– ૮–૦ |
| વ્યવહાર શુદ્ધિ | નારાણપ્પા | ૯૬ | ૦– ૬–૦ |
| પાવન પ્રસંગ | મૃદુલા મુદ્દી | | ૦– ૬–૦ |

## પરિશિષ્ટ-૪

### સર્વોદયના સપ્તગ્રંથ

**સત્યના પ્રયોગો**

ગાંધીજી-નવજીવન, અમદાવાદ-૧૪. પૂજ્ય ગાંધીજીની આત્મકથા.

**મંગલ પ્રભાત**

ગાંધીજી—નવજીવન, અમદાવાદ-૧૪. આશ્રમજીવનનાં વ્રતો પર ગાંધીજીના વિચારો.

**હિંદ સ્વરાજ**

ગાંધીજી—નવજીવન, અમદાવાદ-૧૪. સ્વરાજ્યનું આ ચિત્ર ગાંધીજીએ ૧૯૦૯ માં આંક્યું હતું, છતાં આજે પણ ક્રાંતિકારી યુવાનોને એમાંથી પ્રેરણા મળે તેમ છે.

**સમૂળી ક્રાંતિ**

કિશોરલાલ મશરૂવાળા—નવજીવન, અમદાવાદ-૧૪. આ પુસ્તકમાં કેટલાક એવા મૌલિક વિચારો છે કે મોટા મહારથીઓને આંતર-નિરીક્ષણ કરવાની પ્રેરણા થાય.

**ગીતા પ્રવચન**

વિનોબા—નવજીવન, અમદાવાદ-૧૪. વિનોબાનો સમગ્ર જીવન-વિચાર આમાં મનોરમ શૈલીમાં મળે છે.

**સ્વરાજશાસ્ત્ર**

વિનોબા-ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪. આધુનિક રાજનીતિ પર વિનોબાના ઊંડા વિચાર. એમાં પક્ષરહિત લોકનીતિનું મૂળ છે.

**સર્વોદય**

ગાંધીજી તથા બીજા લેખકો-નવજીવન, અમદાવાદ-૧૪. સર્વોદય સંબંધી સંકલિત લેખો.

## પરિશિષ્ટ–૫

### સ્વાધ્યાય માટે બીજું કેટલુંક સાહિત્ય

| | | પ્રકાશક | પૃષ્ઠ | કીમત |
|---|---|---|---|---|
| ભૂદાનયજ્ઞ | વિનોબા | નવજીવન | ૧૪૪ | ૨– ૪–૦ |
| ક્રાંતિનું ભાતું | ,, | યજ્ઞ પ્રકાશન | ૯૦ | ૦– ૪–૦ |
| રચનાત્મક રાજનીતિ | ,, | ,, | ૧૨૮ | ૦– ૮–૦ |
| આપણી ભૂમિ-સમસ્યાનો ઉકેલ | જયપ્રકાશ | ,, | ૭૨ | ૦– ૪–૦ |
| સંપત્તિદાન યજ્ઞ | જાજૂજી | ,, | ૯૦ | ૦– ૪–૦ |
| યજ્ઞ સંદેશ | બબલભાઈ | ,, | ૯૬ | ૦– ૪–૦ |
| ભૂદાન પ્રશ્નોત્તરી | નરહરિ પરીખ | ,, | ૬૪ | ૦– ૪–૦ |
| ભૂદાન દીપ | વિમલા તાઈ | ,, | ૩૨ | ૦– ૨–૦ |
| ધરતીનાં ગીતો | — | ,, | ૪૮ | ૦– ૨–૦ |

### હિંદી સાહિત્ય

| | | | | |
|---|---|---|---|---|
| ત્રિવેણી | વિનોબા | | ૧૦૬ | ૦– ૮–૦ |
| વિનોબા પ્રવચન | ,, | | ૧૪૮ | ૦–૧૨–૦ |
| વિનોબા કે સાથ | નિર્મળા દેશપાંડે | | ૨૦૮ | ૧– ૦–૦ |
| ક્રાંતિકા અગલા કદમ | દાદાધર્માધિકારી | | ૫૬ | ૦– ૪–૦ |
| માનવીય ક્રાંતિ | ,, | | ૬૪ | ૦– ૪–૦ |
| શ્રમદાન | શિવાજી ભાવે | | ૮૦ | ૦– ૪–૦ |
| શાસનમુક્ત સમાજકી ઓર | ધીરેન્દ્ર મજમુદાર | | ૮૪ | ૦– ૬–૦ |
| સર્વોદયકા ઇતિહાસ ઔર શાસ્ત્ર | શંકરરાવ દેવ | | ૬૪ | ૦– ૪–૦ |
| ભૂદાનયજ્ઞકી ભૂમિકા | ,, | | ૧૬ | ૦– ૧–૦ |
| સાહિત્યિકોંસે | વિનોબા | | ૬૬ | ૦– ૮–૦ |
| વ્યવહાર શુદ્ધિ | જાજૂજી | | ૯૬ | ૦– ૬–૦ |
| પાવન પ્રસંગ | મૃદુલા મુંદડા | | | ૦– ૬–૦ |